# ઉપદેશમાળા.

## ભાગ ૨ જો.



અંબાવીદાસ ડોશાણી શેઠ.

તમામ ખર્ચ માથે લેનાર.

AMBAVIDAS DOSANI SETH.
Defrayer of the Conference Expenses.

શ્રી વિતરાગાય નમઃ

# અઢાર પાપસ્થાનક નિરૂપણ.

જબ જાણ્યો નિજરૂપકો, તબ જાણ્યો સબલોક;
નહિ જાણ્યો નિજરૂપતો, સબ જાણ્યો શો ફોક.



મેતા અંબાવીદાસ ડોસાણીના ખર્ચે
છપાવી પ્રસિદ્ધ કરનાર,
ઓધડલાલ ખીમચંદ શાહ.
મોરબી.

અમદાવાદ
શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં શા. જેઠાલાલ
દલસુખભાઇએ છાપ્યું

સંવત ૧૯૬૨ સન ૧૯૦૬

## પ્રભુ સ્તુતિ.

જેનું દર્શન સર્વથી અધિક છે, આ ભારતે ગાજતું,
જે સત્તત્વ સુધા તણા રસ ભર્યા, સ્યાદ્વાદથી રાજતું;
જેમાં વાદિ ગજેંદ્ર કેશરી બન્યા, સર્વે સૂરિ પંડિતા,
તે શ્રી વીર જિનેંદ્રના ચરણમાં, રહેજો મતિ મંડિતા.

## ગુરૂ સ્તુતિ.

જે ધારી યતિ ધર્મ ધીર બનિને, સ્વાધ્યાય રંગે રમે,
જેને શ્રી જિનદેવના ગુણ ભર્યાં, સદ્દગીત ગાવાં ગમે;
રાખે નિર્મળ નિષ્કલંકિત સદા, જે ચંદ્ર ચારિત્રને
તેવા શ્રી ગુરૂ ચરણમાં પ્રણયથી, ભાવે નમો સજ્જનો.



# અર્પણ પત્રિકા.



જૈન શ્વેતામ્બર સ્થાનકવાસી કોન્ફરન્સના

આશ્રયદાતા. શેઠજી સાહેબ,—

મેતા અંબાવીદાસ ડોસાણી—મોરબી.

**મહાશય ?**

આપ એક ઉદાર, શ્રીમાન, કીર્તિમાન, અને યશસ્વી જૈન ગ્રહસ્થ છો. ધર્મ પ્રત્યેનો આપનો પ્રેમ અવર્ણનીય અને અનુકરણીય છે. વળી આપ પરમ શ્રદ્ધાળુ છો. જ્ઞાતિમાં પણ આપ માન અને મહત્તા પામેલ છો. ધનપરનો મોહ ઉતારી શુભ કાર્યમાં તેનો સદ્-વ્યય કરવાનો ધડો લેવા લાયક દાખલો બેસાડનાર પણ આપજ છો વળી આ લઘુ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવાનું ખર્ચ આપનાર પણ આપજ છો. તે કરતાં પણ વિશેષ પ્રશંસનીય કોન્ફરન્સરૂપી મહાન અગત્યના કાર્યની પ્રથમ શરૂઆત આપનીજ સહાયથી થયેલી છે. તેની યાદી દાખલ આ લઘુ પુસ્તક આપનેજ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

સં. ૧૯૬૨ ના ફાગણ સુદ ૩
તા. ૨૬—૨—૦૬ મોરબી

લી. હું-છું.
આપનો જૈન બંધુ
ઓધવલાલ ખીમચંદ શાહ

# પ્રસ્તાવના.

મનુષ્ય જન્મ સર્વોત્તમ છે, કારણ કે મરણરૂપ કાળના કિલ્લા- માંથી નીકળવાનો દરવાજો છે. જ્યાં સુધી ઇંદ્રિયો અનુકુળ છે. જરા- રૂપી ભય આવ્યો નથી, શરીર રોગથી ઘેરાયેલ નથી, તથા પરવશ થયેલ નથી, ત્યાં સુધીમાં જે જે ધર્મ કાર્યો બની શકે તે કરી લેવાં.

કાળની અનંતતા તરફ મનુષ્ય જ્યારે દ્રષ્ટિ કરે છે, ત્યારે તેને પોતાનું જીવન અલ્પ અને ક્ષણિક જણાય છે. મનુષ્ય જીવન અલબત કાળની અનંતતાની અપેક્ષાએ એક પળનો ચમકારો માત્ર છે. પરંતુ તેટલા સમયમાં જો સત્ય સમજાય તો તેનો ઉપયોગ સંપૂર્ણ સાશ્વત સુખને આપનારો થાય છે. આ સત્યનું આલંબન ધર્મ ઉપર રહેલું છે. વિતરાગી મુનીઓનો નિત્ય સર્વોત્તમ બોધ એવો છે કે "ધર્મ એ શી વસ્તુ છે? અને તે શેનાથી ઓળખાય છે?" તે જા- ણવા માટે દરેક મનુષ્યે વિચાર કરવો, એ પોતાનું કર્તવ્ય છે. ઉક્ત કર્તવ્યતાનો વિચાર કરી જે પુરૂષ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થને સાધે છે, તે પુરૂષ પોતાના મનુષ્યપણાને સફળ કરે છે. એ ચારમાં ધર્મને પ્રથમ ગણ્યો છે. તેનું મુખ્ય કારણ એ છે કે જો ધર્મ સહીત અર્થ અને કામને સાધવામાં આવે, તો તે સફળ થાય છે, અને પ્રાયે મોક્ષને આપે છે. પણ જો ધર્મને તજી દઈ એકલા અર્થ અને કામને સાધવાથી પરિણામે તે દુઃખદાયક થાય છે. માટે ધર્મની મુખ્યતાએ બાકીના પુરૂષાર્થ સાધવા.

ઉક્ત ધર્મનું રહસ્ય અને તેના તત્વનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ વિ- સ્તારવાળું છે. તેનું અનુભવ રૂપ સ્વરૂપ સમજવામાં સ્વસંવેદનપણું

તથા ગુરૂગમની સંપૂર્ણ આવશ્યકતા જોઇએ. જ્યારે ધર્મનું રહસ્ય અને તેના તત્વનું સ્વરૂપ યથાર્થ રીતે સમજવામાં આવે અને તે પ્રમાણે વર્તન કરવામાં આવે ત્યારેજ માર્ગાનુસારીપણું પ્રાપ્ત થાય છે. તેવી અભિલાષા ધારણ કરનારા ઉત્તમ જીવોના હિતાર્થે પૂર્વાચાર્યોએ મહાન્ કૃપા કરી અનેક ગ્રંથો કરેલા છે. તે એવા વિચારથી કે કાળાંતરે પણ ઉત્તરોત્તર તે ઉપકારી થાય. તેમ આ "ઉપદેશમાળા" નામનું લઘુ પુસ્તક પણ બાળ જીવને ઉપકારી થાય, એવા હેતુથી પૂર્વાચાર્યોના રચેલા ગ્રંથોમાંથી સારરૂપે સંગ્રહ કરી રચેલ છે.

આ પુસ્તક રચવામાં મનુષ્ય પ્રકૃતિને સુલભ એવા પ્રમાદથી કે દ્રષ્ટિ દોષથી જે કાંઇ આજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય, અથવા પ્રુફાદિ સુધારવામાં ભૂલ થએલ હોય, તો તે સુધારી વાંચવા નમ્ર વિનતિ છે, અને થયેલ ભૂલની યાચના ચાહીએ છીએ.

અમારો ઉદ્દેશ જૈન કોમમાં સત્ય ધર્મ સમજાય તેમ કરવાનો છે. તે હેતુ પાર પાડવાનો રસ્તો એ છે કે આવા ઉપયોગી પુસ્તકો શ્રીમંતોની સહાયથી પ્રસિદ્ધ કરવામાં આવે, તોજ બને. જેમ આ પુસ્તકને શ્રીમંતવર શેઠ અંબાવીદાસ ડોસાણીએ ઉક્ત પ્રકારની મદદ આપી છે; તેમ અન્ય ધનવંત પુરૂષોએ તેમનો દાખલો લેવાની જરૂર છે. કારણ કે દ્રવ્યની સાર્થકતા તેના સદ્વ્યયમાં સમાયેલી છે.

પ્રસિદ્ધ કર્તા.

# મોરબી શહેરની જાહોજલાલી.

સૌરાષ્ટ્ર દેશની ઉત્તરમાં આવેલી મચ્છુ નદીના કિનારાપર **મોરબી શહેર** છે. તેમાં **કાયાણી કુળદીપક શ્રીમંત મહારાજા ધિરાજ નેકનામદાર ખુદાવીંદ. ઠાકોર સાહેબ શ્રી ૭ સર વાઘજી બહાદુર જી. સી. આઈ. ઇ.** રાજ્ય કરેછે, તેમની ખ્યાતિ પૃથ્વીપરના તમામ દેશોમાં અવિછિન્ન પ્રસરેલી છે.

તખ્તનશીન થયા પછી તેમણે **મોરબી** શહેરને ઇંદ્રપુરી સમાન બનાવવા તન, મન, ધનથી સતત પ્રયાસ કર્યો છે. અને કરેછે, હિંદુસ્તાનનું પશ્ચિમ કિનારાનું મુખ્ય બંદર મુંબાઇ શહેરની માફક અનેક પ્રકારની ભવ્ય બાંધણીથી આ નગરને સુશોભિત કરવામાં જરા પણ પાછી પાની કરી નથી. આ શહેરમાં બજારની લાઇન, ગ્રીન ચોક, ઇટાલીયન ફેસનની દરબારી મહેલાત, સર્વથી ઉંચો લોકાનો ટાવર, ગ્રેન મારકીટ, કસ્ટમ હાઉસ, હાઇસ્કુલ, રેલવે ટ્રામ્વેની ઓફીસો, એશાયલમ, જીન, પ્રુલપ્રેસ, મીલ, પ્રીન્ટીંગ પ્રેસ, પટેલ હાઉસ, ગેસ્ટ હાઉસ, નજરબાગ, વિલાયતી બાંધણીના યુરોપીયન લોકોને રહેવા લાયક બંગલાઓ, ઇત્યાદિ અનેક ભવ્ય મકાનો બંધાવેલાં છે. તેથી આ શહેરની જાહોજલાલી પ્રખ્યાતિ પામી છે. વળી હાલના વખતમાં જૈનશ્વેતાંબર સ્થાનકવાસી કોન્ફરન્સની પ્રથમ શરૂઆત **નામદાર મહારાજા સાહેબની** સંપૂર્ણ કાળજી પૂર્વક સહાયથી તેમના આ પાયતખ્ત શહેરમાં ભરાણી છે. જેથી આખા હિંદુસ્તાનમાંથી તે ધર્મના પ્રતિનિધિઓ, વિઝિટરો તથા વોલંટીયરોનું આ રમણીક શહેરમાં પધારવું થયું છે. એ પણ ઘણી ખુશાલીની વાત છે. આ ખુશાલીનો અહીંના નાગરીક જનોને તથા અત્રે પધારેલા ગૃહસ્થોને લાભ આપનાર **મેતા અંબાવીદાસ ડોશાણી** છે. તો આ ખુસાલી પ્રસંગે તેમની ટુંક વૃતાંત સાથ ઓળખાણ આપવી યોગ્ય ધારીએ છીએ.

# જૈન શ્વેતામ્બર સ્થાનકવાસી કોન્ફરન્સના આશ્રયદાતા.

## મેતા અંબાવીદાસ ડોશાજીનું ટુંક વૃત્તાંત.

તેમના વડવા મેતા મકનજી નાથાણી મોરબીની વાયવ્ય કોણુમાં આશરે બાર ગાઉને અંતરે આવેલા માળીયા ગામમાં રહેતા હતા. ત્યાંથી તેઓ સંવત્ ૧૮૬૬ ની સાલમાં અત્રે આવેલ હતા. તેમના વંશમાં પુણ્યશાળી પુરૂષ ડોસા મેતા થયા. તેમને જાદવજીભાઇ, દેવચંદભાઇ, જીવરાજભાઇ, અંબાવીદાસભાઇ તથા જુઠાભાઇ નામે પાંચ પુત્રો થયા. તેઓ ગર્ભ શ્રીમંત છે. કારણ કે તેમના પિતા ડોશા મેતા શ્રીમંત હતા. જ્યેષ્ઠ બંધુ જાદવજીભાઇના દેહત્યાગના સમાચાર સાંભળતા તેમના પ્રત્યેના બંધુ પ્રેમથી તેમના વચેટભાઇ દેવચંદભાઇના પ્રાણુ ઉડી ગયા. આ કેવી બંને ભાઇની પ્રીતિ ? કેવો તેમનો અપ્રતિમ પ્રેમ ? આ પ્રેમનો કેવો આશ્ચર્યકારક દાખલો બનેલો છે. આ પાંચે ભાઇઓમાં અન્યોઅન્ય આવોજ પ્રેમ હતો. હાલ તે પાંચ ભાઇઓમાં અંબાવીદાસભાઇ તથા જુઠાભાઇ વિદ્યમાન છે.

અંબાવીદાસભાઇ પ્રથમ અત્રે મેતા શામજી ત્રીકમજીને ત્યાં, બીજીવાર રાજકોટમાં શા૰ નથુ ખીમજીને ત્યાં, ત્રીજીવાર ગોંડલમાં મોદી હરખચંદ ચત્રભજને ત્યાં " પરણ્યા હતા " અને ચોથીવાર અત્રે મેતા મોતીચંદ હરીભાઇને ત્યાં પરણ્યા છે. જે હાલ વિદ્યમાન છે. જેમનું નામ " મણીબાઇ " છે. પ્રથમની સ્ત્રી ગુજરી ગયા પછી બીજી એમ એકેક ગુજરી ગયા પછી બીજી પરણ્યા હતા.

પણ એમ કરવાં વધારે સ્ત્રી પરણવાના હાનિકારક દુઃખદાયક રિવાજને ઉત્તેજન આપ્યું નથી, વળી તેમને એકી સાથે એક કરતાં વધારે સ્ત્રી કરવાનો પણ પ્રતિબંધ છે. તેમને વચલી બે સ્ત્રીઓથી નવ પુત્રો તથા બે પુત્રીઓ મળીને અગિઆર સંતાન થયાં હતાં તેમાં હાલ એક આસરે પંદર વરસની ઉમરની “જવલ” નામે પુત્રી વિધમાન છે. તે રાજકોટના મોદી જગજીવન હેમરાજના પુત્ર ભોગીલાલ વેરે સંવત ૧૯૬૦ ની સાલમાં સારી હોંશથી ખર્ચ કરી પરણાવેલ છે.

તેમના બીજા ભાઇઓ પૈકી જાદવજીભાઇને ખુશાલચંદ (કાબાભાઇ) નામે એક પુત્ર છે જીવરાજભાઇને ભગવાનજી, મનસુખ તથા મુલચંદ નામે ત્રણ પુત્રો પૈકી મુલચંદ ગુજરી ગયેલ છે. દેવચંદભાઇને નીમચંદભાઈ નામે એક પુત્ર છે. અને જાદુભાઇને ગોવિંદજી, લક્ષ્મીચંદ, રાયચંદ; તથા દલપત નામે ચાર પુત્રો છે. વળી પુત્રોના પુત્રો મળી તેમના વંશમાં હાલ આશરે ૬૪ માણસ વિધમાન છે. એવી રીતે મોરબીમાં આવ્યા પછી તેમના વંશની વૃદ્ધિ થયેલી છે વળી તેમના કુટુંબીઓમાં પોપટભાઇ મોતીચંદ, લાલચંદ મોતીચંદ, રૂપશી ભીમજી, ત્રીકમજી ભીમજી, વાલજી ભીમજી, જટાશંકર ભીમજી, તથા મણીશંકર ભીમજીનાં મલીને આઠ ઘર છે. તેઓ સર્વે શ્રીમંત છે. પોપટભાઇએ ધર્મશાળા બંધાવી છે. તેઓ કેળવણીને ઉત્તેજન આપે છે, તથા તેમના તરફથી સદાવ્રત અપાય છે. તેમના વિનયી પુત્ર વિનયચંદભાઇ પણ તે કામમાં તેવાજ ઉત્સાહી છે. ત્રીકમજીભાઇ તરફથી પણ સદાવ્રત આપવામાં આવે છે. એમ ઉત્તરોત્તર તેમનું કુટુંબ પુણ્યના કાર્યમાં સારો ભાગ લેનાર છે.

અંબાવીદાસભાઈએ પોતાના ભાઈઓથી જુદા પડયા પછી નાણાંમાં સારો વધારો કરેલ છે. સમજસૂચકતા, હોશિયારી, ધીરજ આદિ ગુણો તેમનામાં હોવાથી તેમણે વેપારમાં સારો લાભ મેળવેલ છે કહેવત છે કે "व्यापारे वसन्ति लक्षिम" તેમણે હાલ વેપાર નહિ કરવાનો નિયમ કરી સંતોષને ધારણ કરેલ છે, તેવી રીતે તૃષ્ણા છીપાવવી એ જરૂરની છે. કારણ કે "**કાળ અલ્પ છે અને તૃષ્ણા અનંતી છે.**" તેને જો છીપાવવામાં ન આવે તો ઘી હોમેલા અગ્નિની જ્વાળા માફક વૃદ્ધિજ પામે છે.

પંડિત પુરૂષો કહે છે કે,

**શ્લોક**

**दानं भोगो नाशस्ति स्त्रो, गतयो भवन्ति वित्तस्य;**
**योन ददाति न भुंक्ते, तस्य तृतीयागति र्भवति.**

ભાવાર્થ-પૈસાની ત્રણ સ્થિતિ છે. દાન, ભોગ, અને નાશ જે દાન દેતો નથી, ભોગ ભોગવતો નથી, તેનું ધન ચોર ચોરી જાય છે. રાજા લૂટી જાય છે, કે અગ્નિથી બળી જાય છે. વળી "**લક્ષ્મી વીજળીની માફક ચંચલ છે પાણીના પુરની પેઠે આવીને ચાલી** જાય છે" લક્ષ્મીનું આવું સ્વરૂપ જાણી આજથી આશરે બાર વરસ પહેલાં તેમને ગળે 'ગુમડું' થએલ હતું. ત્યાર તરણ આ દેહ ક્ષણભંગુર છે, એમ ધારી શુભકાર્યમાં વાપરવા સારૂ આશરે પંદર હજાર રૂપિઆ કાઢયા હતા આરામ થયાબાદ બે હજાર રૂપિઆનાં ધર્મ પુસ્તકો સાધુ શ્રાવક વગેરેને વાંચવા માટે લખાવી સ્થાનકમાં મૂકયાં છે. વળી તેમના તરફથી કુતરાને રોટલા, પારેવાની

જાર, તથા સદાવ્રત અપાય છે. જ્યારે લીંબડીમાં મુનિ દીપચંદજી સ્વામી ચાતુરમાસ રહ્યા હતા ત્યારે તેમને વાંદવા જતાં ત્યાં સ્વામી વાત્સલ્ય કર્યો હતો તથા પાંજરાપોળમાં સારી રકમ આપી હતી એમ પોતાની જીંદગીમાં પોતે પોતાને હાથેજ પૈસાનો સદ્‌વ્યય કર્યો છે. વળી આ કોન્ફરન્સ જેવા મહાન્ કાર્યમાં પણ પોતાની ઉદારતા બતાવી તમામ ખર્ચ પોતાની તરફથીજ કરે છે. જે ખર્ચ ઘણાના મળવાથી થાય, તે ખર્ચ તેમણે પોતાને એકલાનેજ માથે રાખેલ છે; તે દંપતી લાંબુ આયુષ્ય ભોગવો અને આવાં ધર્મનાં મહાન્ કાર્યો તેમના સ્વહસ્તથી થાઓ એમ ઇચ્છું છું. તથાસ્તુ.

પ્રસિદ્ધ કર્તા.



॥ श्री वीतरागाय नमः ॥

# અઢાર પાપસ્થાનક નિરૂપણ

## મંગળાચરણ.

॥ अनुष्टुप छंद. ॥

**कमठे धरणेंद्रेच, स्वोचितं कर्म कुर्व्याति ।**
**प्रभुस्तुल्य मनोवृत्तिः पार्श्वनाथाय श्रियेऽस्तुवः ॥**

**ભાવાર્થ**—પ્રાણાંત ઉપસર્ગ કરનાર જે કમઠ, અને તે ઉપસર્ગને નિવારણ કરનાર જે ધરણેંદ્ર, એમ પોત પોતાને ઉચીત કાર્યને કરનારા કમઠ અને ધરણેંદ્ર પ્રત્યે જેમની સમાન વૃત્તિ છે. એવા પાર્શ્વનાથ પ્રભુ તમારા કલ્યાણને અર્થે થાઓ.

**॥ नमोऽर्हत सिद्धाचार्योपाध्याय सर्वसाधुभ्यः ॥**

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, અને સર્વ સાધુરૂપ પંચપરમેષ્ટીને નમસ્કાર હો—

આ સંસારી જીવ પોતાના શુદ્ધ આત્મસ્વરૂપને ભૂલી જવાથી પરપરિણતિરૂપ શુભાશુભ કર્મ વિપાકના યોગથી, મનુષ્ય, દેવતા, નારકી, અને તિર્યંચાદિ ચાર ગતિમાં એટલે ચોરાશી લાખ જીવાયોનીમ અનાદિકાળથી પરિભ્રમણ કર્યા કરે છે. તેમ થવાનું કારણ એ

છે કે તેણે શરીર, ઇંદ્રિય, સુખ, અને પરિગ્રહને હિતકારી માન્યા છે, અને પોતાના અનંતાનંદમય આત્મસ્વરૂપને વિસારી મુકયુ છે. પણ જો તે આત્મધર્મ તથા તેના સાધનાદિનો વિચાર કરે, તો તે શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્રમય આત્મધર્મને અવશ્ય પામે. તે પમાડનાર સાધનયુક્ત ચતુર્ગતિ પૈકી મનુષ્ય ગતિ છે.

એટલે કે મનુષ્યનો ભવ પામે, તોજ તે પામી શકાય તેમ છે. માટે સર્વ ભવમાં મનુષ્ય ભવ એ અપેક્ષાએ શ્રેષ્ટ છે, જ્યારે પુણ્યની મોટી રાશી એકત્ર થાય છે ત્યારે જન્મ મરણરૂપ કાળના કિલ્લામાંથી નિકળવાના દરવાજા સમાન મનુષ્ય ભવ પામી શકાય છે. દશ દૃષ્ટાંતે દુર્લભ એવો જે મનુષ્ય ભવ કહ્યો છે તે ખરેખર સત્ય છે " તે ઉપર એક શેઠના પુત્રોનું દૃષ્ટાંત. "

કોઇ એક મોટી નગરીમાં અતિ ધનાઢ્ય ધનદ નામે શ્રેષ્ઠી વસતો હતો. તેને પાંચ પુત્રો હતા. તે ગામમાં અનેક ધનવંત પુરૂષો રહેતા હતા. તે ગામના રાજાએ એક વખત એવો સાદ પડાવ્યો કે " જેની પાસે જેટલા કરોડ રૂપીયા હોય તેટલી ધજાઓ તેણે પોતાના ઘરપર ચડાવવી. " મારે તમારૂં ધન લેવું નથી, પણ મારા જાણવામાં આવે કે આ મારી નગરીમાં સૌથી મોટો ધનવંત કોણ છે ? તેપરથી સૌએ પોત પોતાની રિદ્ધિ પ્રમાણે ધજાઓ ચડાવી, પણ તે [illegible] ધનાઢ્ય ધનદ શેઠે એક પણ ધજા ચડાવી નહિ. વળી તેના પુત્રોએ કહ્યું તોપણ તેણે માન્યું નહિ. તે જોઇ તેના પુત્રોએ વિચાર કર્યો કે આપણો પિતા જો બહાર ગામ જાય તો, આપણે જે અમુલ્ય રત્નો છે, તે વેચી તેના જેટલા ક્રોડ રૂપીઆ આવે તેટલી ધજાઓ ચઢાવી સર્વથી વધારે ધનવંત ગણાઇએ. એમ

વિચાર કરે છે. તેવામાં તે શેઠને પોતાના મિત્રને ત્યાં વિવાહ પ્રસંગ હોવાથી બહાર ગામ જવું પડયું. પાછળથી તેના પુત્રોએ સર્વે રત્નો કાઢી વેચી નાંખ્યા, અને તેના જેટલા ક્રોડ રૂપીઆ આવ્યા તેટલી ધજાઓ પોતાના ઘરપર ચડાવી, સર્વેથી વધારે શ્રીમંત ગણાવાની લાલચે સુવર્ણ કળશ પણ ચડાવ્યો. પછી તેનો પિતા ઘેર આવી જુએ છે, તો ઘર ઉપર ધજાઓ તથા સુવર્ણ કળશ ચડાવેલો દેખી પુત્રોને પુછયું. કે આ શું કર્યું છે ? ત્યારે તે પુત્રો બોલ્યા, પિતાજી, આપણા ઘરમાં જે રત્નો હતાં તે વેચી તેના જેટલા ક્રોડ રૂપીઆ ઉપજ્યા તે ગણી આ ધજાઓ તથા સુવર્ણ કળશ ચડાવેલ છે, તે સાંભળી શેઠ બોલ્યો કે—અરે મુર્ખાઓ ? તમે આ શું અવિચારી કામ કર્યું ? એ રત્નો મહા અમુલ્ય હતાં, તેના એક રત્નની કીમત બરાબર પણ આ દ્રવ્ય નથી. માટે ઘરથી બહાર નીકળો. અને જ્યાં સુધી તે રત્નો પાછાં લાવો નહિ, ત્યાં સુધી ઘરમાં પેસશો નહિ. તે સાંભળી તે પુત્રોએ આખા શેહેરમાં તપાસ કરી પણ તેના ખરીદનાર ઝવેરી હાથ આવ્યા નહિ, તેથી રખડી, રઝળી, અતિ દુઃખી થઇ દીનમુખે પિતા પાસે આવી કહેવા લાગ્યા કે તેના ખરીદનાર ઝવેરી કોઇ હાથ લાગતો નથી. આ દૃષ્ટાંતનો ઉપનય એ છે કે—જેમ તે મોટી નગરી હતી, તેમ અનંત અને અપાર એવો આ સંસાર છે. જેમ તે શેઠના પુત્રો તેમ આ સંસારી મનુષ્ય પ્રાણીઓ. જેમ તે અમુલ્ય રત્નો તેમ આ ચિંતામણી રત્ન સમાન મનુષ્ય ભવ જેમ તે ધનદ શેઠ તથા તે રત્નના ખરીદનાર ઝવેરીઓ. તેમ આ મનુષ્ય ભવને અમુલ્ય જાણી મોક્ષગતિને સાધનાર સદ્‌ગુરૂ જાણવા.

**ભાવાર્થ**—આ અનંત અને અપાર સંસારમાં પરિભ્રમણ કરતાં મહા મોટી પુન્યાઇ એકઠી થવાથી ચિંતામણી રત્ન તુલ્ય મનુષ્યનો ભવ પ્રાપ્ત થાય છે. પણ જે બાલજીવો તેની કિંમત સમજ્યા વિના તેને વિષય વાસનાદિ ભોગ ભોગવવામાં કેવળ નિર્થક ગુમાવે છે. તે ધનદ શ્રેષ્ઠીના પુત્રોની પેઠે ચોરાશી લાખ જીવાયોનીમાં રખડી 'રઝળી અતિ અતિ દુઃખ પામે છે; માટે હે ભવ્યો! મનુષ્ય જન્મની સાર્થકતા તરફ દૃષ્ટી કરો.

કદાપિ મનુષ્ય ભવ પ્રાપ્ત થાય, પણ આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, પાંચ ઇંદ્રિયોનુ સંપૂર્ણપણું, નિરોગીપણું, આયુષ્યની દીર્ઘતા, તથા ધર્મની જોગવાઇ પ્રાપ્ત થવી મહા દુર્લભ છે. એ સઘળું સંપૂર્ણ પણે પ્રાપ્ત થયા છતાં, જે અજ્ઞાની જીવો પ્રમાદને લીધે ધર્મ તરફ દૃષ્ટિ નહિ કરતાં વિષય કષાયમાં મનને સદા રોકી રાખી.૧ હિંસા, ૨ અસત્ય, ૩ અદત્ત (ચોરી) ૪ મૈથુન, ૫ પરિગ્રહની મૂર્છા, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલહ, ૧૩ અભ્યાખ્યાન (ખોટાં આળ ચડાવવાં,) ૧૪ પૈશુન્ય (ચાડી ખાવી), ૧૫ રતિ–અરતિ, ૧૬ પરપરિવાદ (પરનિંદા), ૧૭ માયામૃષાવાદ (કહેવું કંઇ અને કરવું કંઇ) ૧૮ મિથ્યાત્વ શલ્ય (મિથ્યા કદાગ્રહ) ઇત્યાદિ પાપસ્થાનકને સેવે છે તેમનું યત્‌ કિંચિત્‌ સ્વરૂપ નીચે પ્રમાણે છે. હિંસા–કોઇપણ જીવના જીવન વ્યાપાર પ્રાણોને હરી લેવા તે હિંસા અથવા પ્રાણાતિપાત છે. જેવો આપણો જીવ આપણને વહાલો છે, તેવો સર્વનો જીવ સર્વને વહાલો છે. કોઇપણ પ્રાણી મરવાને ઇચ્છતું નથી; પણ સૌ જીવવાને ઇચ્છે છે. માટે મન વચન અને કાયાની દુષ્ટ પ્રવૃત્તિથી અન્ય જીવોના ઇષ્ટ પ્રાણો નહિ હરવાનો નિયમ કરવાથી, આપણા આત્મામાં

સહજ અહિંસક ભાવ ( ગુણ ) પ્રગટ થતો જાય છે. તે એટલે સુધી કે સર્વ જીવોને ( आत्मवत् सर्वभुतेषु ) આત્મ તુલ્ય લેખી તેની જતના ( સંરક્ષણ ) કરવા પોતે પોતાની ખાસ ફરજ સમજી તેને અદા કરવા સદા ઉજમાલ રહે છે. આવા શુભ અભ્યાસના બળથી અંતે " **અહિંસા પરમો ધર્મ** " ની સિદ્ધિ થાય છે. તેથી તેના આત્મ પ્રદેશમાંથી અમૃતસમાન શીતળ શાંત રસનો પ્રવાહ વહે છે. તેની આસપાસનું વાતાવરણ ( Atmosphere) એવું તો પવિત્ર બની જાય છે કે તેમાં વસતા વાઘ, વરૂ જેવા હિંસારી જાનવરો, પણ પોતાની હિંસકવૃત્તિ તજી દઇ અહિંસક વૃતિને ભજે છે. આ સર્વ ઉક્ત અહિંસા ધર્મનોજ પ્રભાવ છે. એમ સમજી શાણા માણસોએ કોઇપણ સ્થુલ કે સૂક્ષ્મજીવને ત્રાસ થાય તેમ મન, વચન કે કાયાથી સ્વછંદ આચરણ કરવું નહિ.

બીજા જીવોને ત્રાસ ઉપજાવવાથી આપણે આપણાં માટેજ ભવિષ્યનાં દુઃખનાં બીજ વાવીએ છીએ. પણ અન્ય જીવોને આત્મ સમાન લેખી તેમને સુખસમાધિ ઉપજાવવાથી આપણે આપણાં સુખનાં બીજ વાવીએ છીએ કેટલાક નિર્દય માણસો હિંસારી જાનવરોની પેઠે માંસ ભક્ષણ કરવા નિરપરાધી નિરાધાર મૃગલાં ( હરણીયાં , જેવાં ગરીબ જાનવરોના પ્રિય પ્રાણને પલકમાં હરી લઇ પોતાના પાપી પેટનું પોષણ કરતા તેમને મહા અસમાધિ ઉપજાવે છે. આમ નાહક પોતાની દુષ્ટ વાસનાને વશ થઇ મૃગલાં જેવાં તૃણ ભક્ષક નિરપરાધી નિરાધાર જીવોને પાપી લોકના પંજામાંથી બચાવવાની પોતાની પવિત્ર ફરજ વિસારી તેમના કિંમતી જાનને હરનારા યમસહોદરો આવો પ્રગટ અન્યાય કરી છુટીને ક્યાં જવાના ?

તેવા નીચ-નાદાન-નામર્દોને જરૂર તેમના અપકૃત્યોનો બદલો મળ્યા વિના રહેવાનો નથી. નરકાદિક દુર્ગતિમાં ત્રાય, ત્રાય, પોકારવાનાં જેવાં રાચીમાચીને પાપ કર્યાં હશે, તેવાં દુઃખ વિપાક તેઓને અવશ્ય ભોગવવાં પડશે. ત્યાં પછી કોનું શરણ? આટલું છતાં પણ હત ભાગ્યોને પોતાના દુષ્કૃત્યો માટે કાંઇપણ લજ્જા આવતી નથી. વળી માંસ-દારૂ-શિકાર-ચોરી--જુગાર પરસ્ત્રી અને વેસ્યાગમનરૂપ સાત વ્યસનો સેવનારાને પરભવની આસ્થાજ કયાં છે? યમની બ્હેન જેવી હિંસાથી જે જીવો ડરીને ચાલપા નથી, તેઓને અનેક દુઃખો સહન કરવાં પડે છે. તેથી મહાજ્ઞાની તત્વવેત્તા પુરૂષો વારંવાર પોકાર કરીને જણાવે છે કે "**કર્મ કરતી વખત વિચાર રાખો**" કારણ કે હિંસા જેમાં પ્રાધાન્ય છે, એવા સાત વ્યસનો સેવતાં અનેક દુઃખો ભોગવવાં પડે છે. માટે સર્વ પાપનું મુળ હિંસાને તજો.

**અસત્ય**—ભાષણથી સામાને અણપ્રતીતિ આવે છે, કોઇ પણ તેનો વિશ્વાસ કરતું નથી. કદાપિ તે સાચું બોલે તોપણ તે માર્યું જાય છે. વ્યવહારમાં પણ મોટું નુકશાન ખમવું પડે છે. અસત્ય બાપી ( જુઠા બોલો ) એવા બદનામથી ઓળખાય છે. જે કામ સત્યથી સેહેજ થાય છે, તે કામ અસત્યથી થતું નથી, માટે પરમ જ્ઞાનીનો એજ બોધ છે કે ' **સત્ય બોલવું** " (सत्य मेव जयति) સત્યથી સામાને સંતોષ થાય છે, વિશ્વાસ બેસે છે. ધાર્યું કામ થઇ શકે છે. વળી સત્યની ખરી ટેકના પ્રભાવે દેવતા પણ સહાય કરે છે, શાણા માણસોએ ભય તથા હાસ્યાદિકથી પ્રાણાંતે પણ અસત્ય બોલવું નહિ. અસત્ય બોલનારને મુખપાકરોગ, તોતડી જીભ, મુંગાપણું વગેરે પ્રાપ્ત થાય છે. એ સર્વ અસત્ય બોલવાનાંજ ફળ છે,

**માટે " અસત્ય ભાષીત " ન થતાં " સત્ય ભાષી " થવું એજ શ્રેયસ્કર છે.**

**ચોરી**—પારકી વસ્તુ ચોરી લેવી એ તેના પ્રાણ હરવા બરાબર છે. કારણ કે આપણી વસ્તુ આપણને જેટલી વહાલી છે, તેટલી બીજાને તેમની વસ્તુ પણ વહાલી છે. તે જવાથી જેમ આપણને દુઃખ થાય છે તેમ બીજાને પણ દુઃખ થાય છે. ચોરી કરવાથી વ્યવહારમાં પણ રાજદંડ, વધ બંધન આદિ મહા ભય પેદા થાય છે, ને પરભવમાં નરક–તિર્યંચાદિની વેદના-નિર્ધનતા, તથા લઘુતા પ્રાપ્ત થાય છે. કોઇની ચોરાએલી વસ્તુ જાણી જોઇને લેવી, વિશ્વાસઘાત કરવો, કે પારકી મુકેલી થાપણ ઓળવવી એ પણ ચોરી ગણાય છે. ચોરીનું વ્યસન નિવારવાથી અસત્ય. હિંસાદિ દોષો લાગતા નથી ચોરનો કોઇ ભરૂસો કરતું નથી. તેથી તેને મહા દુઃખ ભોગવવાં પડે છે, માટે ચોરીનું વ્યસન નિવારવું યોગ્ય છે.

**મૈથુન**—મર્યાદા રહિત વિષય ક્રિડા કરવાથી આખા દેહના કે આયુષ્યના આધાર ભૂત ધાતુ વીર્યનો અત્યંત વિનાશ થાય છે. જેમ લાકડાં અગ્નિમાં નાંખવાથી તેની જાળા ઓલવાતી નથી. પણ ઉલટી વૃદ્ધિને પામે છે; તેમ કામાંધ વિષયીને વિષય સેવનથી તૃપ્તી થતી નથી, પણ ઉલટી અગ્નિજ્વાળા માફક તૃષ્ણા વધતી જાય છે. અગ્નિને શાંત કરવાને જેમ જળની જરૂર છે, તેમ વિષય વાસનાને શાંત કરવાને વૈરાગ્યની જરૂર છે. કામાંધ માણસ અબળાનો દાસ થઇ રહે છે. વળી માતા, બ્હેન કે દીકરીને પણ ગણતો નથી. ઉભય લોક વિરૂદ્ધ પરસ્ત્રી કે વેશ્યાગમન આચરે છે. અંતે બેહાલ થઇ અધોગતિ પામે છે. વ્યવહારમાં પણ સ્ત્રી લંપટી પુરૂષો મહા

દુઃખને પામી માન ભ્રષ્ટ થાય છે. માટે પરસ્ત્રી તથા વેશ્યાગમનનો સર્વથા નિષેધ કરી સ્વદારા સંતોષી થઇ જેમ બને તેમ વિષની પેરે વિપાકે વિષમ વિષયનો અવશ્ય ત્યાગ કરવો ઘટે છે. બ્રહ્મચારી પુરૂષો જેવી સુખમય જીંદગી ગુજારે છે, તેવી ઇંદ્ર કે ચક્રવર્તી પણ અનુભવી શકતો નથી. કેમકે ઇંદ્રાદિક વિષય વાસનાવાળા જીવો પુદ્‌ગળના આશ્રીત છે. સ્ત્રીના પુદ્‌ગળો દુર્ગંધમય સાત ધાતુના બનેલા છે. માત્ર તેની ત્વચાની શોભા છે. જો તેઓ ત્વચા વગરની સ્ત્રીનું સ્વરૂપ નીહાળે તો વિષય વિકારથી વિરક્ત થઈ શકે. મોક્ષમાળામાં કહ્યું છે કે–

દોહરા.

એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતીએ, દળ પૂરને અધિકાર.

શ્રીમદ્‌ રાજચંદ્ર

જ્યારે કામાંધ પુરૂષો પોતાનો રત્ન ચિંતામણી સમાન મનુષ્ય ભવનો અમુલ્ય વખત પશુની પેઠે સ્ત્રી સેવામાં ગાળે છે, ત્યારે બ્રહ્મચારી પુરૂષો સંત સેવા, પરમાત્મ ભજન, કે પવિત્ર શાસ્ત્ર અભ્યાસમાંજ પોતાનો વખત ગાળી અતીંદ્રિય સહજ. આત્મ સુખ અનુભવે છે. બ્રહ્મચારીને સર્વ વિપદા સંપદા રૂપ થાય છે. તેનાં અનેક દૃષ્ટાંતો " **કામ દેવાદિ સતા** " તથા " **સીતા સીલવતી આદિ સતીયોના** " પવિત્ર ચરિત્રોમાંથી દૃષ્ટિગોચર થાય છે. તેમણે અતિ ઉપસર્ગમાં પણ પોતાનું બ્રહ્મચર્યવ્રત અખંડ અણી શુદ્ધ પાળ્યું છે. તેથી તેઓ અંતે અક્ષય સુખના ભજનારા થયા છે. માટે શાણા

પુરૂષોએ પવિત્ર બ્રહ્મચર્યવ્રત સેવી સહજ આત્મિક સુખનો સાક્ષાત અનુભવ કરવો ઉચિત છે.

પરિગ્રહ—પરપુદ્દગળને ગ્રહણ કરવા તે પરિગ્રહ તે બે પ્રકારનો છે. બાહ્ય અને અભ્યંતર. બાહ્ય પરિગ્રહ નવ પ્રકારનો છે. તેના સચિત–અચિત બે ભેદ છે. નોકર–ચાકરાદિ મનુંષ્ય, તથા ગાય ભેંસાદિ પશુ એ સચિત પરિગ્રહ અને ઘર, હાટ, ખેતર, ધન ધાન્યાદિ અચિત પરિગ્રહ છે. અભ્યંતર પરિગ્રહ ચૌદ પ્રકારનો છે. તેના મિથ્યાત્વ ચાર કષાય, ત્રણ વેદ, ષટ્ હાસ્યાદિક મળી ચૌદ ભેદ છે. તે જીવને અનંત દુઃખદાયી છે. જેમ અતિ ભારથી ભરેલું વહાણ ડુબી જાયછે. તેમ પરિગ્રહ મમતાથી પણ પ્રાણી અધોગતિ પામે છે. માટે પરિગ્રહ-પરથી મૂર્છા ઉતારવી યોગ્ય છે. બીજા ગ્રહ કરતાં પરિગ્રહરૂપી ગ્રહ પ્રાણીને અતિ દુઃખ રૂપ છે. તે જીવને મોક્ષ માર્ગથી ભ્રષ્ટ કરી સંસાર અટવીમાં રખડાવે છે. માટે મોક્ષાર્થી જીવોએ પરિગ્રહનો વિશ્વાસ કદાપિ કરવો નહિ; પણ સ્વહસ્તે તેનો શુભ ખાતામાં સદ્ વ્યય કરવો ઉચિત છે.

ક્રોધ—એટલે ગુસ્સે થવું તે અગ્નિ સમાન હોવાથી પ્રથમ તો તે ક્રોધ કરનારનેજ બાળેછે. અને સામામાં જો સમતારૂપી જળ ન હોય તો તેને પણ પ્રજાળે છે. એમ પરંપરા મોટું નુકશાન કરેછે સર્વ શરીરવ્યાપી ક્રોધાગ્નિથી મગજ તપી જાયછે. તેથી તેના જ્ઞાનતંતુ દગ્ધ થઇને સંકોચાઇ જાયછે. પ્રથમ બહુ ઉશ્કેરાય છે. પણ પાછળથી બહુ મંદ શક્તિ થઇ જાય છે. વળી લોહી તપી જવાથી ધાતુ વીર્યા-દિમાં પણ નુકશાન થાય છે. એમ ક્રોધથી અનેક પ્રકારે શારીરિક સંપત્તિમાં હાની થાય છે. ગુસ્સો આવવાટાણે જ્ઞાનતંતુ દગ્ધ થઇ

જવાથી વિચાર શુન્ય થઇ જવાય છે. તેથી એવી વેળાએ કોઇ બીજો માણસ અમુક વચનાદિકની યાદી આપી અટકાવે એવો જો પ્રથમથી સંકેત કરી રાખ્યો હોય તો તે અટકવા સંભવ છે. એમ કરવાથી તે ઓછો થતાં થતાં છેવટે અમુક દિવસે આવતો બંધ થાય છે; પણ જો તેમ ન કરે તો ઉલટો વધતો જાયછે. જેમ ખડના મોટા ઢગલામાં જરા જેટલો અગ્નિનો તણખો પડવાથી તે સર્વનો નાશ થાય છે.

"नास्ति क्रोध समो वन्हि" ક્રોધસમો કોઇ અગ્નિ નથી. તેમ ક્રોડ પૂર્વ સુધીના દુષ્કર તપ ક્રોધ રૂપી અગ્નિથી બળી જાયછે. માટે સુજ્ઞ પુરૂષોએ ઉપસમરસવડે તે અગ્નિને ઠારવા પ્રયત્ન કરવો. કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર અને લોભ એ છ મિત્રો છે. તેમાં ક્રોધ સર્વનો રાજા છે. પણ તેનો પ્રતિસ્પર્દ્ધિ ક્ષમા ગુણ જો હાજર હોય તો તેનું કાંઇ ચાલતું નથી.

क्षमा खड्ग करेयस्य, दुर्जनः किं करिष्यति;
अतृणे पतितो वन्हि, स्वयमे वशाम्यति.

**અર્થ**—જેમ ઘાસ વગરની જગાએ પડેલો અગ્નિ પોતાની મેળેજ બુજાઇ જાય છે, તેમ જેના હાથમાં ક્ષમા રૂપી હથિયાર છે, તેને દુર્જન શું કરવાનો ! માટે ક્ષમાવીર પુરૂષોએ અજ્ઞાની જીવોના કરેલા તાડન, તર્જન, આક્રોશાદિથી કંટાળી ક્રોધાદિ કષાયનો સંગ કરવો નહિ—કારણ કે તેમ કરવાથી તેમનું ભૂષણ ઘટે છે. क्षमा हि हस्य भूषण આત્માર્થી પુરૂષોએ ક્રોધને સર્વથા તજવો અને ક્ષમાને ધારણ કરવી.

**માન—એ મનુષ્યને અતિ પ્રિય છે, પણ પરિણામે** કિંપાકના **ફળની માફક** દુઃખદાયી **છે.** માની પુરૂષો પોતાથી મોટાનો વિનય **કરી શકતા** નથી, વળી ગુણી પુરૂષના ગુણાનુરાગી પણ થઇ શકતો **નથી.** મારૂં કહેવું એમ છે કે પોતામાં લાયકી ન છતાં ખોટું માન ગુમાન રાખવું એ ધિક્કારવા યોગ્ય છે. પણ પોતાની લાયકીનો વિચાર કરી માન તરફ દ્રષ્ટી કરવી એ ઉચિત્ત છે, એમ કરવાથી પોતાના ધર્મ વિગેરેની ઉન્નતિ થાય છે.

**માની—**અહંકારી માણસ વારંવાર મર્યાદાને લોપ કરી ઉન્માર્ગે ગમન કરે છે. વળી પોતાની શક્તિનો વિચાર ન કરતાં ગજા ઉપરાંત કાર્ય માન મેળવવાની આશાએ માથે લઇ અંતે સ્ખલના પામી માનભ્રષ્ટ થઇ બહું દુઃખ પામે છે. **રાવણ, જરાસંઘ** આદિ વીર પુરૂષો પણ માનના ભોગ થઇ પડયા. વળી **બાહુબલીજી** મુનિપણું ધારણ કરી સર્વ સંગ પરિત્યાગી થઇ એકાંતે કાઉસ્સગ ધ્યાને રહ્યા પણ માન કષાયથી પ્રાપ્ય વસ્તુ કૈવલ્ય જ્ઞાન પ્રાપ્ત ન થયું. જ્યારે સતી સાધવીના બોધથી માન તજી વિનયગુણ ધારણ કર્યો, ત્યારે તે પ્રગટ થયું. વળી માનથી વિદ્યા પણ સંપ્રાપ્ત થતી નથી. **શ્રેણિક રાજાએ** વિદ્યા મેળવવા માટે જ્યારે ચંડાળનો વિનય કર્યો, ત્યારે તે વિદ્યા સાધ્ય થઇ. માટે માન રૂપી અવગુણ (દોષ) ને તજી વિનય રૂપી ગુણને ધારણ કરવો **"વિનય મુળ ધર્મ"**

**માયા—** એટલે કપટ. કપટી માણસથી અસત્ય ભાષણ થઇ જાય છે. તેની મતિ જેને તેને છેતરવાની હોય છે, અને તેજ પ્રપંચમાં તેની વિચાર જાળ પથરાએલી હોય છે. માતા, પિતા, ગુરૂ આદિ પૂજ્ય જનોને પણ છેતરે છે. માયાવી માણસને પારકાની

**ઓશીયાળ**—પરાધીનતા સેવવી પડે છે. પોતાની રચેલી માયા જાળ ખુલ્લી પડી જાય તેને માટે કાયમ ભય રાખવો પડે છે. પણ માયા રહિતને તેનો ભય રાખવો પડતો નથી. માયાવી માણુસની ધર્મ કરણી નિષ્ફળ થાય છે. પણ સરળ સ્વભાવીની સફળ થાય છે.

**दुर्जनः प्रियवादीच, नैतद्विश्वास कारणम्;**
**मधुतिष्ठति जिव्हाग्रे, हृदये तु हलाहलम्.**

**અર્થ**—દુર્જન માયાવી માણુસ મોઢેથી મીઠા બોલો હોય છે, હૃદયમાં કપટ હોય છે, તેથી તેનો વિશ્વાસ કરવો નહિ. માયાવી માણસ બહારથી માખણ જેવો નમ્ર છતાં, અંદરથી અતિ કઠિન હોય છે; પણ સરળ તો જેવો બહાર તેવોજ અંદર હોયછે. તેથી સરળ સ્વભાવી જ્યાં ત્યાં મનાય છે. પૂજાય છે. માયાવી માણુસ દંભી-પ્રપંચી એવાં હલકાં ઉપનામોથી ઓળખાય છે, અને જ્યાં, ત્યાં તિરસ્કાર પામે છે. સત્યતા—સરળતા અને પ્રમાણિકપણાનું ખરૂ સ્વરૂપ નહિ સમજનારા વેપારમાં માયા કપટ કરે છે; પણ પરિણામે તેઓ નુકસાની પામે છે. માયાવી માણુસ પોતાના કરેલા પાપો સદ્‌ગુરૂ પાસે પ્રગટ કરી, તેનું પ્રાયશ્ચિત લઇ શકતો નથી, માયા સાપણી જગત્ માત્રને ડંસી તેનો ગુણુ સત્વનો નાશ કરે છે. **માયા—કુટીલતા સર્વ** દોષોનું મૂળ છે. માટે મોક્ષાર્થી જીવોએ તેનો સર્વથા ત્યાગ કરવો.

**લોભ**—એ છ શત્રુમાંનો એક શત્રુ છે, જેમ ક્રોધીને ગુસ્સામાં ભાન રહેતું નથી. તેમ લોભમાં આંધળો બની જાય છે. રાત દહાડો

મહા મહેનત કરે છે કશું સુખ ભોગવતો નથી. લોભથી માન મર્યાદા ઘટી જાય છે. લોભી માણસ કીર્ત્તિ મેળવી શકતો નથી. લોભ એને કોઇ વખત મહા અઘોર પાપના ખાડામાં ઉતારે છે. લોભ એ સર્વ અનર્થનું મૂળ હોવાથી સર્વથા તજવા યોગ્ય છે; અને સર્વ સુખનું મૂળ–સંતોષ ગુણ સેવવા આદરવા યોગ્ય છે; જેમ જેમ લાભ મળતો જાય છે તેમ તેમ લોભીનો લોભ વધતો જાય છે. જ્ઞાની પુરૂષો લોભને **મનોરથ ભટની ખાડીની** ઉપમા આપે છે. જેમ જેમ તે ખાડી પૂરવા જાય છે. તેમ તે ઉંડી જતી જઇ પૂરનારને લલચાવે છે. તેથી પરિણામ એ આવે છે કે " **લોભીઆ પાસે ધુતારા ભૂખે ન મરે** " તેમ તેઓ **મનોરથ ભટ લોભીઆ** પાસે ફાવી જાય છે ને તે બાપડો લોભાંધ ઊંડી ગએલી ખાડને પૂરતાં પૂરતાં અમૂલ્ય મનુષ્યાયુષ્ય પૂરૂં કરી મરીને મમ્મણ શેઠની પેઠે માઠી ગતિ પામી અનેક દુઃખ પામે છે. પરંતુ પૂર્વ સંચિત કર્મ ઉપર વિશ્વાસ રાખી ન્યાય નિતિથી ઉદ્યમ કરી દ્રવ્ય સંપાદન કરી તેનો વિવેકથી સદ્વ્યય કરે તો સ્વર્ગ સુખનો ભોકતા થાય છે. સંતોષી જીવડો નિવૃત્તિના સુખને અનુભવીપ્રાયે–મોક્ષના સુખ સાધી શકે છે. માટે સુજ્ઞ ગૃહસ્થોએ લોભવૃત્તિ તજી જેમ બને તેમ સંતોષ વૃત્તિ ભજવી યોગ્ય છે. પરમ સંતોષવૃત્તિને ભજ્યા વિના કોઇ પણ જીવનું કદિપણ પરમાર્થ થવાનું નથી. રાગ–દ્વેષ–જેમ રતિ અરતિ એ સહચારી દોષો છે તેમ રાગ દ્વેષ એ પણ સહચારી દોષો છે. રાગ બે પ્રકારનો છે. પ્રશંસી અને અપ્રશંસી અપ્રશંસીની અપેક્ષાએ પ્રશંસી રાગ સારો છે. પણ તે બંને સર્વથા તજવા યોગ્ય છે, કારણકે તે આત્માને કલંક રૂપ છે. જેમ સ્ફટિક ઉપર મૂકેલું ફુલ કે ડાઘ તેનું ( સ્ફટિકનું ) મૂળરૂપ બદલી તેને વિરૂપ કરે છે, તેમ

રાગ પણ આત્માનું મૂળ સહજ સ્વરૂપ બદલી તેને સ્વરૂપ ભ્રષ્ટ કરે છે. " रागी दोषं न पश्यति " રાગાંધ બનેલો જીવ દોષને દેખી શકતો નથી, તેથી તે સંકલેશ કરી રાગને નિત્ય પોષતો જાય છે. રાગાંધ જે વિષયમાં રાગ બાંધે છે, તેના વિરહે તેને જે દુઃખ થાય છે, તે તેનો આત્મા કે જ્ઞાની જાણી શકે છે, માટે આત્મિક સુખના અર્થીજનો એ વિષયરાગ તજી વૈરાગ્ય ધારવો યોગ્ય છે. દ્વેષ–પણ રાગના જેવોજ દુઃખદાયી જાણી છાંડવા યોગ્ય છે. દ્વેષી માણસોનું અંતઃકરણ નિરંતર મલીન બનતું રહે છે. ઈર્ષા, ખાર, મત્સર, અસૂયાદિ એ તેના પર્યાય વાચક શબ્દો છે. શાંતિને છેદનારો અને અસમાધિકારક દ્વેષ આત્માર્થીએ અવશ્ય વર્જવો. છેવટે કહેવાનું એ છે કે રાગ–દ્વેષ એ બંને દોષો સર્વાંશે તજી વૈરાગ્યને ભજવાથી પ્રશમરસ ( શાંતરસ ) ની પ્રાપ્તિ થાય છે, તેથી આત્મા અક્ષય સુખનો અધિકારી થાય છે. ચક્રવર્તી કે ઇંદ્ર આવી નમસ્કાર કરે તો પણ તેઓ પ્રત્યે જેને રાગ નથી, અને પ્રાણાંત ઉપસર્ગ કરનાર પ્રત્યે જેને દ્વેષ નથી એવા સમાન દૃષ્ટિવાળા મહાત્માને નમસ્કાર હો.

**કલહ**—કલેશ, કજીઓ. કંકાસ એ પર્યાય વાચક શબ્દો છે કલહ કરવાની રીતિ વખોડવા યોગ્ય છે. કેટલાક અજ્ઞાની જીવો હાસ્યથી એક બીજાને કલહ કરાવે છે. પુરૂષ કરતાં સ્ત્રીમાં આ દોષ વધારે હોય છે. સાસુ–વહુ દેરાણી–જેઠાણી, તથા નણંદ–ભોજાઇ વગેરેને ખોટું ખોટું સમજાવી એક બીજાને લડાવે છે. એમ વિઘ્નસંતોષી માણસોમાં એ દોષ વિશેષ જોવામાં આવે છે. પ્રથમ તો વચનથી વિવાદ શરૂ થાય છે. પરંતુ પૂર્વોક્ત રાગ દ્વેષની સહાયથી વચન વિવાદનું પરિણામ બહુજ વિપરીત આવે છે. કલહ એ મનની

દુષ્ટતાનું પરિણામ છે. કલહથી પ્રથમ મહેજ બોલાચાલી ગાળાગાળી અને મારામારી થતાં ભયંકર પરિણામ આવે છે. તેથી લોકાપવાદ રાજદંડ વિગેરે શિક્ષા ઉપરાંત ક્વચિત્ કમોતે મરી વૈર વિરોધનાં માઠાં બીજ વાવી જીવ ચારે ગતિમાં રોળાય છે. એમ સમજી શાણા પુરૂષોએ " કજીઆનું મોં કાળું " જાણી અલચ્છી–દારિદ્રતાના મૂળ ભૂત કલહને વારવા બનતો પ્રયત્ન કરી જેમ સ્વપરને સમાધિ સુખની વૃદ્ધિ થાય તેમ કરવું યોગ્ય છે.

" અભ્યાખ્યાન "—બીજાને માથે ખોટું આગળ ચડાવવું ઉત્તમ જીવો તો, કોઇ પણ જીવના છતા દોષની વાત પણ પોતાને મુખે કોઇને કહેતા નથી; તો પછી અછતા દોષની વાતતો કેમ કરે? કદિ કરેજ નહિ, ઉત્તમ જીવો તો કોઇના દોષ તરફ દૃષ્ટિજ કરતા નથી. તેમની દૃષ્ટિતો નિરંતર ગુણ તરફજ હોય છે. અન્યને મોઢે કોઇના પણ ગુણાનુવાદ કરે છે; પણ દોષની વાત કદિ કરતા નથી. મધ્યમ પુરૂષો—કદાપિ પ્રસંગોપાત કોઇના દોષની વાત કરે; પણ તેઓ અછતા ( ખોટા ) દોષની વાતતો કરેજ નહિ જે માણસ પારકા અછતા દોષ કહે છે તે કનિષ્ટ જાણવા. તેથી તેઓ અનંત દુઃખના ભાજન થાય છે.

પરને જે જે પ્રકારનું કલંક દેવામાં આવે છે, તે તે પ્રકારનું કલંક પોતાને અનેક ભવમાં અનેક વખત ભોગવવું પડે છે. અજ્ઞાની જીવો બીજાને આળ દેતી વખત તેના પરિણામનો જરા પણ વિચાર કરતા નથી. કોઇ પોતાને તેવું કલંક આપેતો પોતાને જેટલું દુઃખ થાય તેટલુંજ દુઃખ બીજાને પણ થાય કેટલાક માણસો ખોટાં કલંકથી આપઘાત કરે છે. વખતે નજરે જોયેલી વાત પણ ખોટી હોય

છે, તો કર્ણોપકર્ણ એટલે સાંભળેલી વાત પણ ખોટી હોય છે માટે જે કાંઇ બોલવું તે પુરી ચોકસી કરી પરિણામનો વિચાર કરી બોલવું અભિમાની ઇર્ષાળુ માણસ પોતાના સ્વાર્થની ખાતર બીજાના અછતા દોષો કહે છે; પણ કેટલાક બહુ બોલા માણસો યથા તથા બોલી જાય છે, તેથી તેઓ આ પાપ સ્થાનકના સેવનારા થાય છે, માટે બહુ બોલા ન થતાં, જરૂર જેટલુંજ બોલવાનું રાખવું. અલ્પ ભાષી અથવા મીત ભાષીપણું એ સ્વપર હિતકારી છે,

પૈશુન્ય—(ચાડી) પારકી ચાડી ખાવાથી પરના પ્રાણ મોટા જોખમમાં આવી પડે છે, તેથી ચાડી ખાનાર મોટા પાપી થાય છે. ખરૂં જોતાં તો "ખાડો ખોદે તે પડે" એ પ્રમાણે ચાડી ખાનારનું બુરૂં થાય છે. જે માણસમાં એ ખોટી ટેવ પડેલી હોય છે, તે માણસના પ્રણામ કાયમ મલીન હોય છે. પારકું ખરાબ કેમ થાય તેનું તે ચિંતવન કર્યા કરે છે. ચાડી ખાવાની મુખ્ય મતલબ કોઇનું હિત થતું અટકાવવું. એજ હોય છે. આ પાપને અંગે વિશ્વાસ ઘાતાદિ અનેક પાપો બંધાય છે. ચાડી ખાવાથી ગુણ રૂપી વાડી સૂકાય છે, લોકોમાં ચાડીયા તરીકે પ્રસિદ્ધ થાય છે. તેના સાભલતા કોઇ વાત કરતું નથી. તેનું મોં કોઇ જોતું નથી એવો માણસ પોતાના કુળને કલંકત કરે છે. પાપથી ભય પામતા, અને અપકીર્તિથી ડરતા મનુષ્યોએ આ પાપ સ્થાનકથી સદા દૂર રહેવું કોઇની પણ ચાડી ખાવી નહિ. ઉત્તમ મનુષ્ય હોય છે, તે ચાડી તો ખાતાજ નથી. પણ કોઇની ગુપ્ત વાત પ્રગટ કરવાથી પોતાને લાભ યા ઉત્તેજન મળતું હોય તો પણ તે તરફ દૃષ્ટિજ કરતા નથી. તેવા પુરૂષોને અભિવંદન હો.

**રતિ—**એટલે હર્ષ, અને **અરતિ** એટલે ખેદ એ બંને દોષો પ્રાણીને દુઃખપાત્ર કરેછે. સ્રી, પુત્ર, મિત્રાદિના મેળાપથી આનંદ થાય છે, અને તેના વિયોગથી દિલગીરી થાય છે. આપણને જે વસ્તુ પ્રિય હોય છે. તેની પ્રાપ્તિ સમયે ખુશાલી ઉપજે છે, અને તેનો નાશ થવાથી અફસોસ થાય છે. પરંતુ ખરૂ જોતાં તેમાં તેનો દોષ નથી, પણ તે પ્રાણીનીજ ભૂલ છે. રતિ અરતિ ઉપજાવવી એ જડ વસ્તુની કૃતિ નથી, પણ મનની એમ માન્યતા થવાથી સુખ દુઃખ થાય છે. કૂતરા જેમ પથ્થર મારનારને મૂકી પથરાને બચકું ભરવા જાયછે. તેમ અજ્ઞાની જીવો ઇષ્ટ સંયોગે હર્ષ અને અનિષ્ટ સંયોગે ખેદ કરેછે, પણ સિંહ જેમ બાણને નહિ વતાવતાં તેના મારનારપર થાપ મારેછે, તેમ જ્ઞાનીઓ પણ ઇષ્ટ અનિષ્ટ વસ્તુપર હર્ષ ખેદ નહિ કરતાં તેના કારણ તરફ દ્રષ્ટિ કરેછે. માટે શ્વાનવૃતિ તજી સિંહવૃતિ ધારણ કરવી પૂર્વે જેવું શુભાશુભ કર્મ કર્યું હોય છે. તે પ્રમાણે ઇષ્ટ—અનીષ્ટનો સંયોગ થાય છે. તેથી કેવળ આર્તધ્યાન થાય છે. માટે મુમુક્ષુ જીવો એ હર્ષ—ઉન્માદ ઉપજાવનારી વસ્તુપર અભાવ ન રાખતાં તેના કારણો પર અભાવ રાખવો એજ કલ્યાણકારી છે. જેને કોઇપણ પુદ્ગલિક વસ્તુ વિષે રતિ અરતિ નથી તેને પરમજ્ઞાની જાણવો.

**પર પરિવાદ—**એનું બીજું નામ પર નિંદા છે. આ પ્રબળ પાપ સ્થાનક છે પારકી નિંદા કરવાથી આત્મા કર્મ રૂપ ભારથી ભારે થાય છે. પારકી નિંદા કરવાની જેને ટેવ પડે છે, તે પછી ખરૂં ખોટા-પણું જોઈ શકતો નથી. તેની જીભ હમેશાં ખુલ્લીજ રહે છે. કોઇની હલકી વાત સાંભળે છે કે તરત તે વાત બીજાને કહે ત્યારે તેને નિરાંત વળે છે. નવરા તેમજ ઇર્ષાળુ પ્રકૃતિના મા-

ણુસોમાં આ ટેવ વિશેષ હોય છે. કહેવત છે કે "નવરો બેઠો નખોદ વાળે" શાસ્ત્રકાર નિંદકને ચંડાલની ઉપમા આપે છે. પ્રારફી કુથલી આદિ વિકથા કરવામાં તે પોતાનો વખત ગુમાવે છે. નિંદાખોર માણસની સોબત કરવાથી. અને તેની વાત સાંભળવાથી પોતે પોતાનું અહિત કરે છે. માટે આ દોષ અવશ્ય તજવો; અને નિંદા ખોરની સોબત પણ કરવી નહિ. એમાં આત્મ ગુણની ઘણી હાની છે. કોઇ પણ પ્રકારનો લાભ તો બીલકુલ છેજ નહિ.

**માયા મૃષાવાદ**–એટલે "કહેવું કંઇ ને કરવું કંઇ" કહેણી અને કરણી ભિન્ન હોવાથી લોકમાં અપ્રીતિ, અવિશ્વાસ અને અપમાનનું પાત્ર થવું પડે છે. આ તો વિષને વધારવા જેવું જાણવું. એથી જરૂર પોતાના ભાવ પ્રાણભૂત જ્ઞાન દર્શન ને ચારિત્રનો લોપ થાય છે. તેમજ તે પાછા ભવાંતરમાં પણ મળવા દુર્લભ થઇ પડે છે. કહેણી કરણી એક સરખી રાખનાર સજ્જન સન્માન સાથે પ્રીતિ અને વિશ્વાસ પાત્ર થાય છે. કેટલાક માખણીઆ–મુખે મીઠા બોલા ખુશામતિઆ તેમજ દૂધમાં અને દહિંમાં પગ રાખનાર પક્ષપાતીઓથી ઉકત દોષ બહુધા સેવાય છે. આવા અજ્ઞાનીની ધર્મ કરણી પણ નિષ્ફળજ થાય છે. કુડાં કલંક ચડાવવાં, ચાડી ખાવી, પારકી નિંદા કરવી અને કહેવું કંઇ ને કરવું કંઇ એ બધાં પાપ સ્થાનક લગભગ સહચારી હોવાથી જીભને અતિ ખુલ્લી મૂકનારાથી વિશેષતઃ સેવાય છે. કારણકે બહુ બોલા ( વાચાળ ) તથા લબાડી માણસો પોતાનું ડહાપણ જણાવવા જતાં મનુષ્ય પ્રકૃતિને સુલભ પ્રમાદ દોષથી ઓરનું તોર કરી નાંખી પછી પોતે બંધાઇ જાય છે. બંધનમાં તેથી છુટવા સારૂ અનેક અસત્ય વચનો ઉચ્ચરે છે. માટે જ્ઞાનીઓની

**આજ્ઞા પ્રમાણે "મૌનપણું ધારણ કરવું" એ આ લોક તથા** પરલોકમાં હિતકારી છે. લૌકિકમાં પણ કહેવત છે કે "**ન બોલ્યામાં નવ ગુણ**" તત્વની દ્રષ્ટિએ જોઇએ તો નવ કરતાં પણ વિશેષ ગુણ જોવામાં આવે છે. એમ સમજી સુજ્ઞ જનોએ ઉકત મહા દોષો સેવવા કદિપણ ઉજમાલ થવું નહિ.

**મિથ્યાત્વશલ્ય** કોઇ પણ ભયંકર શલ્ય કરતાં અધિક અનર્થકારી છે. બીજા શલ્ય કવચિત એકજ વખત પ્રાણ હરે છે; પણ અતત્વમાં તત્વ બુદ્ધિ સ્થાપવા રૂપ મિથ્યાત્વશલ્ય તો પ્રાણીને ભવોભવમાં મારે છે. મિથ્યા કદાગ્રહથી સાચી વાતને પણ ખોટી પાડી, ખોટી વાતને સાચી સાબીત કરવા માથાફોડ કરનાર, ગુણ દોષને સમાન કરનાર, સાચી બાતમાં સંશય ધરનાર, પરીક્ષા કર્યા વિના મનમાં જેમ આવ્યું તેમ માનનાર, તથા કેવળ શૂન્યપ્રાય: મિથ્યાત્વદોષ દુષિત હોવાથી બહુ દુ:ખી થાય છે. જ્યાં સુધી **દ્રષ્ટિ રાગ** ગયો નથી ત્યાં સુધી સત્ય વસ્તુ સમજાવી મુશકેલ છે. સર્પ વિષ તો આ એક ભવમાં પ્રાણઘાત કરે છે. પણ **દ્રષ્ટિ વિષ તો** અનેક ભવ ભ્રમણ કરાવે છે. મિથ્યાત્વ સહિત ધર્મ કરણી વિષ મિશ્રિત મિષ્ટાન સમાન જાણવી. જેમ સો મણ દૂધમાં લગાર ઝેર ભળવાથી સર્વ દૂધ ઝેરરૂપ થઇ ભક્ષણ કરનારના પ્રાણ હરે છે. તેમજ મિથ્યાત્વ સહિત ધર્મ કરણી આશ્રી સમજવું. તત્વ શ્રદ્ધારૂપ સમ્યકત્વ ( સમકિત ) અમૃતની પેરે આત્માને સમાધિ સુખ આપી મોક્ષગામી કરે છે. આમ વિવેકવડે વિચારી મિથ્યાત્વશલ્યનો ત્યાગ કરી **સમ્યકત્વ રત્ન** યત્નથી આદર કરવો ઉચિત છે.

ઉક્ત અઢાર પાપસ્થાનકો શ્રાવક અને શ્રાવીકાઓ નિત્ય સવાર સાંજ પ્રતિક્રમણ (પડિક્કમણું) કરતી વખતે મુખપાઠે ઉચરી જાય છે; પણ જેમ શુકનું બચ્ચું મુખપાઠી રામનામનો ભાવાર્થ જાણતું નથી, તેમ બાળજીવો તે મુખપાઠી સુત્ર પાઠનો પૂરો શબ્દાર્થ જાણતા નથી તો તેનો ભાવાર્થ અને તત્વાર્થ તો શીરીતે જાણે ? માટે વર્તમાન ચાલતી જૈન ધાર્મિક કેળવણીના ધોરણમાં પ્રથમ સુધારો એ કરવાનો છે કે જૈન શાળામાં સામાયિક પ્રતિક્રમણાદિ સુત્રો માત્ર મુખપાઠે શબ્દાર્થ રહિત કરાવવામાં આવે છે, તેમ નહિ કરાવતાં તેનો શબ્દાર્થ શીખવવો. પછી તેનો સક્ષેપ ભાવાર્થ સમજાવવો, મારૂં કહેવું જ્યાં સુધી જૈન શાળાના ધોરણોમાં સુધારો થયો નથી ત્યાં સુધીને માટે છે. આ અઢાર પાપસ્થાનકનું નિરૂપણ સંક્ષેપમાં કર્યું છે. તે વિદ્યાર્થીઓને વાંચન પાઠની પેઠે વંચાવવામાં આવે, અને તેનો સાર સમજાવવામાં આવે તો કેટલાક વિદ્યાર્થીઓ સમજી શકે તેમ છે. જેમ ગાય ખરીદનારની દૃષ્ટિ તેના કદ ઉપર હોતી નથી, પણ ફક્ત દુધ તરફ હોય છે. તેમ વિદ્વાનોની દૃષ્ટિ પુસ્તકના કદ પર હોતી નથી પણ ઉપયોગી પણા પર હોય છે. તો પણ જૈન શાળાના વ્યવસ્થાપકો તથા માસ્તરો પ્રત્યે આ પુસ્તકને આશ્રય આપવા વિનંતિ કરીએ છીએ તેથી અમારો તથા આશ્રયદાતાનો હેતુ સફળ થશે.

જેમ કથાનુયોગ સુલભ બોધી બાળજીવોને જેટલી અસર કરે છે, તેટલી બીજાથી થતી નથી. તેમ આ અઢાર પાપસ્થાનકના નિરૂપણમાં પ્રાસ્તાવિક નાની નાની કથાઓ નાંખવામાં આવી હોય તો તે અસરકારક થાત, પણ વખત સંકોચથી તેમ બની શકયું નથી.

પાપનાં આ અઢારે ઠેકાણાં જૈન દર્શનીઓનેજ વર્જવા યોગ્ય છે, તેમ નહિ ગણતાં અન્ય ભવ ભીરૂ પુરૂષોએ પણ તેનો અનાદર કરવો ઉચિત છે. તેથી માર્ગાનુંસારીપણાના ગુણો પ્રાપ્ત થાય છે, જેમ રસ્તે ચાલેલ માણસ કેટલાક કાળે ઇચ્છેલ સ્થાન સંપ્રાપ્ત કરી શકે છે તેમ માર્ગાનુસારી જીવો પણ મોક્ષ સન્મુખ હોવાથી કેટલેક કાળે તે મોક્ષસ્થાન સંપ્રાપ્ત કરી શકે છે.

પાપના ઉક્ત અઢાર ઠેકાણાં સિવાય બીજાં પણ કેટલાંક ઠેકાણાં છે. તે એવાંકે-અનેક જીવની હિંસાથી બનેલ મદ્ય, દારૂ આદિ પદાર્થો ચલિત રસ થએલ વાસી ભોજન-અનંતકાયાદિ, અભક્ષ્ય ચીજો તે સર્વે પાપ સહિત હોવાથી જ્ઞાનીઓ પોકારી પોકારીને કહે છે કે તજવા યોગ્ય છે. " જીવ્હા ઇંદ્રિયના અલ્પ રસને માટે અનંત જીવની હિંસા ના કરો. "

ભોગોપભોગ પદાર્થનું પ્રમાણ કરવું જરૂરનું છે. મનને મોકળુ મુકવાથી જેમ દુર્ગતિમાં ખેંચી જાય છે. માટે જેમ બને તેમ વાસનાઓને કબજે કરવી-અટકાવવી. મહાપાપારંભી પંદર કર્માદાનના વ્યાપારો પણ તત્વદૃષ્ટિએ અવસ્ય વર્જવા યોગ્ય છે. આવાં જરૂર યોગ્ય નિયમોથી આત્મા સહેજે હલકો થાય છે. પ્રબળ વિષય વાસના હઠાવવા આ ઉત્તમ ઉપાય રૂપ હોવાથી આત્માથી જીવોએ આદરવા યોગ્ય છે.

બીજાને પાપોપદેશ દેવો, પાપનાં અધિકરણ પોતાને જરૂર કરતાં વધારે રાખવાં-માગ્યાં આપવા પાપી જીવોનું પોષણ કરવું ( પાળવા, ) જુગાર રમવો, હાસ્યખેલ, કુતુહળ. નાટકાદિ જોવાં,

એ અનર્થકારી છે, તેથી અનર્થ દંડનો અવસ્ય ત્યાગ કરવો ઉચિત છે.

ઉપર જણાવેલાં સર્વ પાપ સ્થાનકો વર્જવા યોગ્ય જાણી પાપ ભીરૂ પુરૂષોએ તેને અવસ્ય તજવાં કદાપી અનાયાસે કોઈ પાપ સ્થાનક સેવ્યું આચર્યું હોય, તો મિથ્યાદુષ્કૃત સાધવો ઉચિત છે.

મિથ્યાદુષ્કૃત—બે પ્રકારનો છે. એક દ્રવ્ય મિથ્યાદુષ્કૃત બીજો ભાવ મિથ્યાદુષ્કૃત ફક્ત મોઢેથી મિથ્યાદુષ્કૃત શબ્દનું ઉચ્ચારણ કરી જવું, પણ અતઃકરણમાં તો વક્રતા રાખવી, તે દ્રવ્ય મિથ્યાદુષ્કૃત છે. તેથા મિથ્યાદુષ્કૃત લેનારદેનારને પ્રાયે કંઇ લાભ નથી. માત્ર લૈકિક વ્યવહાર થયો તે ઉપર એક કુંભારનું દ્રષ્ટાંત (પૂર્વાચાર્ય હરિભદ્ર સૂરી) રચેલ આવસ્યક સુત્રની વૃત્તિમાંથી. એક કોઇ નગરમાં કુંભાર રહેતો હતો. એક દિવસે તેના અખાડામાં સાધુઓનો સમુદાય આજ્ઞા લઇ ઉતર્યો તેમાં એક ક્ષુલ્લક સાધુ બાળક્રિડાના સ્વભાવથી તેનાં ઘડેલાં માટીનાં વાસણને આંગળીએથી કાંકરા મારી કાણાં કરવા લાગ્યો. તે જોઇ કુંભાર બોલ્યો મહારાજ, નાહક શામાટે એને કાણાં કરોછો. ? તે સાંભળી ક્ષુલ્લક સાધુ બોલ્યો કે "મારે મિથ્યા દુષ્કૃતછે" કુંભારે જાણ્યું કે જૈનમાં મિથ્યા દુષ્કૃત દેવો એ ઘણી મોટી વાત છે. તેથી આ સાધુ ફરીથી આમ નહિ કરે પણ થોડીવાર પછી પાછા વાસણ કાણાં કરતો જોઇ તે કુંભારે તે સાધુના કાન મચરડયા તેથી તે સાધુ બોલ્યો મને ઇજા થાય છે તે સાંભળી કુંભાર બોલ્યો મારે "મિથ્યા દુષ્કૃત છે" એમ કહેતો જાય ને કાન ખેંચતો જાય તેથી રાડ પાડી તે સાધુ કહેવા લાગ્યો કે અરે મૂઢ! તારો મિથ્યા દુષ્કૃત આતે કેવો! ત્યારે કુંભાર બોલ્યો કે જેવો

**"મિથ્યા દુષ્કૃત તમારો તેવો મારો"** માટે આ પ્રમાણે દ્રવ્ય મિથ્યા દુષ્કૃતથી કંઇ લાભ નથી. પણ ભાવ મિથ્યા દુષ્કૃતથીજ લાભ છે. તે પર ચંદન બાળાને મૃગાવતીનું દ્રષ્ટાંત—એકદા કૌશંબી નગરીના ઉધાનમાં મહાવીર સ્વામી સમોસર્યા તેને વાંદવા ચંદ્રમા અને સૂર્ય પોતાના મૂલ વિમાનમાં બેસી આવ્યા તે વખતે ચંદનબાળા તથા મૃગાવતી સાધવી પ્રભુને વાંદી દેશના સાંભળવા બેઠાં. દિવસ શેષ (થોડો) રહ્યો જાણી ચંદન બાળા ઉઠી ઉપાશ્રયે આવ્યાં; પણ મૃગાવતીએ સૂર્ય ચંદ્રના મૂળ વિમાનના તેજથી દિવસ અસ્ત થયો જાણ્યો નહિ. જ્યારે સૂર્ય ચંદ્ર પોતાના વિમાન સહિત પોતાને સ્થાને ગયા ત્યારે રાત્રી પડી જવાથી મૃગાવતી સંભ્રાંત થયેલાં ઉતાવળાં ઉપાશ્રયે આવ્યાં તે વખતે સર્વ સાધવીઓ આવશ્યક ક્રિયા કરી રહ્યાં હતાં. પછી ચંદન બાળાએ મૃગાવતીને શીતલ અને મધુર વચનથી કહ્યું કે, હે. મૃગાવતી આજ તમને આવો પ્રમાદિ ક્રમ થયો ? તે સાંભળી મૃગાવતી સાધવી ચંદનબાળાને પગે પડીને પોતાના અપરાધની ક્ષમાપના કરતાં ભાવ મિથ્યા દુષ્કૃત દેવા લાગ્યાં. એમ ભાવ મિથ્યા દુષ્કૃત દેતાં ભાવની નિર્મળતા વૃદ્ધિ પામવાથી શુકલ ધ્યાન પેદા થઇ તરત કૈવલ્ય જ્ઞાન પ્રાપ્ત થયું. તે વાતની બીજાને ખબર નથી. પછી સૌ સંથારો પાથરી સૂઇ ગયાં. તેવામાં ચંદનબાળાના સંથારાથી બહાર રહેલા હાથને તે તરફ આવતો સર્પ ઇજા ન કરે, એમ જાણી મૃગાવતીએ તે હાથ જાળવીને આઘો કર્યો. તેથી ચંદનબાળા જાગ્યાં, ને મૃગાવતીને હાથ હલાવવાનું કારણ પુછ્યું. ત્યારે તેમણે કહ્યું, કે સર્પ જતો હતો. તે આપના હાથને ઇજા ન કરે માટે ફેરવ્યો હતો. ત્યારે ચંદનબાળા બોલ્યાં, હું કેમ દેખતી નથી. તેં સર્પ શાથી દીઠો ? ત્યારે મૃગાવતી બોલ્યાં. આ-

મના પસાયથી) તે સાંભળી ચંદનબાળા ઉઠી ઉભા થઇ પુછવા લાગ્યાં, કે શું કેવલ્ય જ્ઞાન, ત્યારે મૃગાવતી બોલ્યાં. હાજી. ( આપના પસાયથી ) ત્યારે ચંદનબાળાએ પુછ્યું, કે પ્રતિહત કે અપ્રતિહત ? તે સાંભળી મૃગાવતી બોલ્યાં. અપ્રતિહત. પછી ચંદનબાળા સાધવી પોતાની શિષ્યા મૃગાવતીને પગે પડી પશ્ચાતાપ કરવા લાગ્યાં, કે મેં કેવળીની આશાતના કરી. એમ ભાવ મિથ્યા દુષ્કૃત દેતાં તેમને પણ ભાવની નિર્મળતા વૃદ્ધિ પામવાથી શુક્લ ધ્યાન પેદા થઇ કેવલ્ય જ્ઞાન ઉત્પન્ન થયું. કેવો તેમનો ભાવ મિથ્યા દુષ્કૃતનો મહિમા ? આ દૃષ્ટાંતથી. ભવ્યજનોએ સાર એ લેવાનો છે, કે જેમ ચંદનબાળા અને મૃગાવતી સાધવીઓએ શુદ્ધ અંતઃકરણથી જેવો ભાવ મિથ્યા દુષ્કૃત દીધો, તેવો દેવો; પણ ક્ષુલ્લક સાધુ અને કુંભારના જેવો કોરો ( લુખો ) ઉચ્ચાર માત્ર મિથ્યા દુષ્કૃત ન દેવો જોઇએ; પણ મન, વચન, કાયાની ત્રિકરણ શુદ્ધિએ નિર્મળ ભાવે, સરળતાથી મિથ્યા દુષ્કૃત દેવો, એટલુંજ નહિ; પણ ફરીથી તે પાપસ્થાનક સેવા નહિ, તેને માટે નિરંતર ઉપયોગ રાખવો.

આ પ્રસંગે આ અઢાર પાપસ્થાનકના સંબંધમાં જે કહેવામાં આવ્યું છે. તે સર્વ સામાયિક, પ્રતિક્રમણાદિ આવશ્યક ક્રિયા કરતી વખતે લક્ષમાં રહે, તો તેનો પરમાર્થ સમજાય. થોડી યા વિશેષ જે કાંઇ ક્રિયા કરવામાં આવે તે ઓઘ દૃષ્ટિથી તથા આંધળી શ્રદ્ધાથી ન કરતાં, તત્વ દૃષ્ટિ તથા સત્ય શ્રદ્ધાનથી કરવી. એટલુંજ નહિ, પણ પ્રથમ તેનો હેતુ સમજવો. પછી તેના કારણ-કાર્યનો વિચાર કરવો. એમ વિચાર પૂર્વક ઉપયોગ રાખીને કરવાથી તે આત્માને વિશેષપણે કલ્યાણકારી થાય છે.

# સોળ ભાવના

૧ **અનિત્ય ભાવના**—નિત્ય નહીં તે એટલે જે વસ્તુ અસ્થિર અને નાશવંત છે તે અનિત્ય છે. જેમ કે શરીર, વૈભવ, લક્ષ્મી. કુટુંબ, પરિવારાદિક સર્વ વિનાશીક છે. જીવનો મૂળ ધર્મ અવિનાશી છે એમ ચિંતવવું તે પેહેલી અનિત્ય ભાવના. .

જ્ઞાની પુરૂષો—લક્ષ્મી વગેરે વૈભવોને વીજળી જેવાં કહે છે. અધિકારને પતંગના રંગ જેવો કહે છે. આયુષ્યને પાણીના મોજાં જેવું કહે છે. કામ વિકારને ઇંદ્ર ધનુષ્યના જેવા કહે છે તેથી તે સઘળાં રાચવા યોગ્ય ઠેકાણાં નથી એમ જે કહે છે તે કેવળ સત્ય છે.

૨ **અશરણ ભાવના**—શરણ નહીં તે. સંસારમાં મરણ સમયે જીવને શરણ રાખનાર કોઇ નથી. માત્ર એક સત્ ધર્મનુંજ શરણ સત્ય છે. એમ ચિંતવવું તે બીજી અશરણ ભાવના.

સર્વ જીનેશ્વર દેવે નિસ્પૃહતાથી બોધેલો ધર્મ ઉત્તમ શરણરૂપ જાણીને મન, વચન, અને કાયાના પ્રભાવ વડે હે ચેતન! તેને તું આરાધ્ય. આરાધ્ય. તું કેવળ અનાથ રૂપ છે તે સનાથ થઇશ. એના વિના ભાવાટવી ભ્રમણમાં તારી બાંહ્ય કોઈ સહાનાર નથી. જે આત્માઓ સંસારનાં માયિક સુખને કે અવદર્શને શરણ રૂપ માને છે, તે અધોગતિ પામે છે તેમજ સદૈવ અનાથ રહે છે.

૩ **સંસાર ભાવના**—આ આત્માએ સંસાર સમુદ્રમાં પર્યટન કરતાં કરતાં સર્વ ભવ કીધા છે. એ સંસારી જંજીરથી હું કયારે છુટીશ. એ સંસાર મારો નથી હું મોક્ષ મયિછું. એમ જે ચિંતવવું તે ત્રીજી સંસાર ભાવના.

જેમાં એકાંત અને અનન્ત સુખના તરંગ ઉછળે છે તેવા શીલ-જ્ઞાનને માત્ર નામના દુઃખથી કંટાળી જઇને, મિત્ર રૂ ।
તેમાં અભાવ કરે છે; અને કેવળ અનન્ત દુઃખમય એવાં જે સં-સારનાં નામ માત્ર સુખ, તેમાં તારો પરિપૂર્ણ પ્રેમ છે એ કેવી વિ-ચિત્રતા છે! અહો ચેતન! હવે તું તારા ન્યાય રૂપી નેત્રને ઉઘાડીને નિહાળ. રે ! નિહાળ! !! નિહાળીને શીઘ્રમેવ નિવૃત્તિ એટલે મહા વૈરાગ્યને ધારણ કર; અને મિથ્યા કામ ભોગની પ્રવૃત્તિને બાળી દે.

આ સંસારમાં અનાદિ કાળથી મિથ્યાત્વના ઉદયથી અચેતન જેવો થયેલો જીવ, સર્વજ્ઞ, વિતરાગ—જીનેંદ્રના પરૂપણ કરેલા સત્યાર્થ ધર્મને પામ્યો નહીં. તેથી ચાર પરિભ્રમણ કરે છે. કર્મરૂપ દૃઢ બંધને કરી પરાધીન થયેલા ત્રસ સ્થાવરપણામાં નિરંતર ઘોર દુઃખ ભોગ-વતાં વારંવાર જન્મ મરણ કરે છે. જે જે કર્મનો ઉદય આવી શાતા અશાતા રૂપ રસ દેછે તેમાં અજ્ઞાની જીવ પોતાપણું માની; નવીન કર્મનો બંધ કરે છે; જે બંધ નથી સમસ્ત દુઃખને અનંતવાર ભોગવતાં ભોગવતાં અનંતકાળ વ્યતીત થયો. એમ આ સંસારમાં આ જીવે અનંત પરાવર્તન કરેલાં છે.

૪ **એકત્વ ભાવના**—આ મારો આત્મા એકલો છે. તે એકલો આવ્યો છે. એકલો જશે પોતાના કરેલાં કર્મ એકલો ભોગવશે. એમ અંતઃકરણથી ચિંતવવું તે ચોથી એકત્વ ભાવના.

શરીરમાં પ્રત્યક્ષ દેખાતા રોગાદિક જે ઉપદ્રવ થાય છે, તે, માબાપ, સ્ત્રી, પુત્ર, પુત્રી આદિ કુટુંબી જનો કે સ્નેહીએ કોઇથી લઈ શકાતા નથી. એ માત્ર એક પોતાનો આત્મા પોતેજ ભોગવે છે.

એમાં કોઇ પણ ભાગીદાર થતું નથી. તેમજ પુણ્ય પાપાદિ સઘળા વિપાકો આપણો આત્માજ ભોગવે છે. એ એકલો આવે છે, એકલો જાય છે. એ સિદ્ધાંતને જાણવા વાળા જ્ઞાની પુરૂષો એકત્વને નિરંતર શોધે છે.

૫. **અન્યત્વ ભાવના**—આ સંસારમાં કોઈ કોઇનું નથી, એમ ચિંતવેવું તે પાંચમી અન્યત્વ ભાવના.

આ શરીર તે મારૂં નથી, આ રૂપ તે મારૂં નથી, આ કાંતિ તે મારી નથી, આ સ્ત્રી તે મારી નથી, આ પુત્ર તે મારા નથી, આ ભાઈઓ તે મારા નથી, આ દાસ તે મારા નથી, આ સ્નેહીઓ તે મારાં નથી, આ સંબંધીઓ તે મારા નથી, આ ગોત્ર તે મારૂં નથી, આ જ્ઞાતિ તે મારી નથી, આ લક્ષ્મી તે મારી નથી, આ મહાલય તે મારાં નથી, યૌવન તે મારૂં નથી, અને આ ભૂમી તે મારી નથી. માત્ર એ અજ્ઞાન પણાનો મોહ છે. સિદ્ધ ગતિને સાધવા માટે હે જીવ! અન્યત્વનો બોધ દેનારો અન્યત્વ ભાવનાનો વિચાર કર. વિચાર કર.

મિથ્યા ગમત્વની ભ્રમણા ટળવા માટે, અને વૈરાગ્યની વૃદ્ધિને માટે પ્રભાવથી મનન કરવા યોગ્ય રાજ રાજેશ્વર ભરતનું દ્રષ્ટાંત અહીં આગળ ટાંકયું છે.

**ચક્રવૃતિની અનેક પ્રકારની સંપદાથી વિભૂષીત શ્રીમાન રાજ રાજેશ્વર પોતાના સુંદર આદર્શ ભુવનમાં વસ્ત્રાભૂષણથી વિભૂષિત થઇ મનોહર સિંહાસનપર બેઠા હતા, ચારે બાજુના દ્વાર ખુલ્લાં હતાં,**

નાના પ્રકારનાં ધુપનો ધ્રુમ સૂક્ષ્મ રીતે પ્રસરી રહ્યો હતો, નાનાં પ્રકારનાં સુગંધી પદાર્થો ઘમઘમી રહ્યાં હતાં, નાના પ્રકારનાં સુસ્વર યુક્ત વાંજીંત્રો યાંત્રિક કળાવડે સ્વર ખેંચી રહ્યાં હતાં, શીતળ, મંદ અને સુગંધી એમ ત્રિવિધ વાયુની લહરીઓ છુટતી હતી. આભૂષણાદિક પદાર્થોનું નિરીક્ષણ કરતાં કરતાં એ શ્રીમાન રાજ રાજેશ્વર ભરત તે ભુવનમાં અપુર્વતાને પામ્યા તે એવી રીતે કે એમના હાથની એક આંગળીમાંથી વીંટી નિકળી પડી. ભરતનું ધ્યાન તે ભણી ખેંચાયું. અને આંગળી કેવળ અડવી જણાઈ. નવ આંગળીઓ વીંટીથી જે મનોહરતા ધરાવતી હતી. તે મનોહરતા વિના આ આંગળીપરથી ભરતેશ્વરને અદ્ભૂત મૂળોત્તર વિચારની પ્રેરણા થઈ. શા કારણથી આવી આંગળી લાગવી જોઇએ ? એ વિચાર કરતાં વીંટીનું નીકળી પડવું, એ કારણ એમને મને સમજાયું. તે વાતને વિશેષ પ્રમાણભૂત કરવા બીજી આંગળીની વીંટી તેમણે ખેંચી લીધી. એ બીજી આંગળીમાંથી જેવી વીંટી નિકળી તેવી તે આંગળી અશોભ્ય દેખાઈ. વળી એ વાતને સિદ્ધ કરવાને તેમણે ત્રીજી આંગળીમાંથી વીંટી કાઢી લીધી એટલે તે પણ તેવીજ દેખાવા લાગી. એમ અનુક્રમે દસે આંગળીઓ અડવી કરી મુકી. અડવી થઈ જવાથી સઘળીનો દેખાવ અશોભ્ય દેખાયો. અશોભ્ય દેખાવાથી રાજ રાજેશ્વર અન્યત્વ ભાવનામાં ગદ્‌ગદિત થઈ એમ બોલ્યા–"અહોહો? કેવી વિચિત્રતા છે" કે ભૂમિમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુને ટીપીને કુશળતાથી ઘડી મુદ્રિકા બનાવો. એ મુદ્રિકા નીકળી પડવાથી એથી વિપરિત દેખાવ દીધો, વિપરિત દેખાવથી અશોભ્યતા અને અડવાપણું ખેદ રૂપ થયું, અશોભ્ય જણાવવાનું કારણ માત્ર વીંટીએજ કર્યું કે ! જો વીંટી હોતતો એવી અશોભા હું ન જોત. એ મુદ્રિ-

કાથી મારી આ આંગળી શોભા પામી. એ આંગળી વડે આ હાથ શોભે છે, અને એ હાથ વડે આ શરીર શોભા પામે છે. ત્યારે એ-માં હું શોભા કોની ગણું ? અતિ વિસ્મયતા ? મારી આ મનાતી મનોહર કાંતિને વિશેષ દીપ્ત કરનાર તે મણિ માણિક યાદિના અ-લંકારો, અને રંગ બેરંગી વસ્ત્રો ઠર્યાં. એ કાંતિ, મારી ત્વચાની શોભા હરી. એ ત્વચા શરીરની ગુપ્તતા ઢાંકી સુંદરતા દેખાડે છે. અહોહો ? આ મહાવિપરીતતા છે ! જે શરીરને હું મારૂં માનુંછું તે શરીરતે માત્ર ત્વચા વડે તે ત્વચા કાંતિવડે અને તે કાંતિ વસ્ત્રાલં-કાર વડે શોભે છે, ત્યારે શું મારા શરીરની તો કાંઇ શોભા નહીંજ કે ! રૂધિર, માંસ અને હાડનોજ કેવળે એ માળો કે ? અને એ માળો તે હું કેવળ મારોજ માનુંછું. કેવી ભૂલ ? કેવી ભ્રમણા ? અને કેવી વિચિત્રતા છે ? કેવળ હું પર પુદ્ગળની શોભાથી શોભું છું કોઇ રમણિકતા ધરાવતું શરીર તે મારે મારૂં કેમ માનવું ? અને કદાપી એમ માનીને હું એમાં મમત્વ ભાવ રાખું તો પણ કેવળ દુઃખમય અને વૃથા છે. આ મારા આત્માનો એ શરીરથી એક કાળે વિયોગ છે ! આત્મા જ્યારે બીજા દેહને ધારણ કરવા પરવરશે ત્યારે આ દેહ અહી રહેવામાં કાંઇ શંકા નથી. એ કાયા મારી ન થઇ અને નહીં થાય, ત્યારે હું એને મારી માનુંછું કે માનુ એ કેવળ મૂર્ખતા છે.

જેનો એક કાળે વિયોગ થવાનો છે, અને જે કેવળ અન્યત્વ ભાવ ધરાવે છે. તેમાં મમત્વ પણું શું રાખવું ? એ જ્યારે મારી થતી નથી ત્યારે મારે એનું થવું શું ઊચિત્ત છે ? નહીં નહીં એ જ્યારે મારી નહી. ત્યારે હું એનો નહીં. એમ વિચારૂં દ્રઢ કરૂં, અને પ્રવર્તન કરૂં એ વિવેક બુદ્ધિનું તાત્પર્ય છે. આ આખી સૃષ્ટી અનંત

ચીજથી અને અનંત પદાર્થોથી ભરી છે, તે સઘળા પદાર્થ કરતાં જેના જેટલી કોઇ પણ વસ્તુપર મારી પ્રિયતા નથી, તે વસ્તુ તે મારી ન થઇ તો પછી બીજી કઈ વસ્તુ મારી હોય ? અહોહો ! હું બહુ ભૂલી ગયો. મિથ્યા મોહમાં લથડી પડયો. તે કુલદિપક પુત્રો તે અઢળક લક્ષ્મી અને તે છ ખંડનું મહાન રાજ, એ મારાં નથી. એમાનું લેશ માત્ર પણ મારૂં નથી. એમાં મારો કિચિંત્ ભાગ નથી. જે કાયાથી હું એ સઘળી વસ્તુઓનો ઉપભોગ લઉંછુ. તે ભોગ્ય વસ્તુ જ્યારે મારી ન થઇ, ત્યારે બીજી મારી માની બેઠેલો વસ્તુ સ્નેહી. કુટુંબી આદિ મારૂ શું થનાર હતાં ? નહીં. કાંઇજ નહીં. એ કલમ, એ વૈભવ, એ લક્ષ્મીને મારે મારા માનવાંજ નથી, હું એનો નહીં, ને એ મારાં નહીં. પુણ્યાદિ સાધીને મેં જેજે વસ્તુ પ્રાપ્ત કરી, તે તે વસ્તુ મારી ન થઇ એના જેવું સંસારમાં બીજું કયું ખેદ મય છે. મારા ઉગ્ર પુણ્યત્વનું પરિણામ આજકે ? છેવટે એ સઘળાંનો વિયોગજ કે પુણ્યત્વનું એ ફળ પામીને એની વૃદ્ધિને માટે મેં જે જે પાપ કર્યા તે તે મારા આત્માએ ભોગવવાં જ કે ? તે પણ એકલા એજ કે ! એમાં કોઈ સહીયારી નહીંજ કે ? નહીં નહીં. એ અન્યત્વ ભાવવાળા માટે હું મમત્વ દર્શાવી આત્માનો અનહિતૈષી થઇ એનરૌદ્ર નર્કનો ભોક્તા કરૂં એ જેવું કયું અજ્ઞાન છે ? એવી કઈ ભ્રમણા છે ! એવો કયો અવિવેક છે.

ત્રેસઠ સલાકા પુરૂષમાંનો એક ગણાયો, ત્યાં આવા કૃત્યો ટાળી શકું નહિ, અને પ્રાપ્ત કરેલી પ્રભુતાને ખોઇ બેસું એ કેવળ અયુક્ત છે. એ પુત્રોનો એ પ્રેમાદાઓનો, એ રાજવૈભવનો, અને એ વાહનાદિ સુખનો મારે કશો અનુરાગ નથી. મમત્વ નથી. વૈરાગ્યનું

રાજ રાજેશ્વર ભરતના અંતઃકરણમાં આવું ચિત્ર પડયું કે તિમિરપટ ટળી ગયું, શુકલ ધ્યાન પ્રાપ્ત થયું અશેષ કર્મ બળીને ભસ્મ ભૂત થયાં ? ? મહા દિવ્ય અને સહસ્ત્ર કિરણથી પણ અનુપમ કાંતિવાવ કૈવલ્ય જ્ઞાન પ્રગટ થયું. તેજ વેળા આપણે પંચપુષ્ટીકેશ લોચન કર્યું. સાસનદેવીએ સંતસાજ આપ્યો, અને તે મહા વિતરાગી. સર્વજ્ઞ, સર્વદર્શી થઈ ચતુર્ગતિ ચોવીસ દંડક, તેમજ આધિ, વ્યાધિ અને ઉપાધિથી વિરકત થયો. ચપળ સંસારનાં સઘળાં સુખ વિલાસથી આપણે નિવૃતિ કરી. રાગ દ્વેષ ગયો, અને તે નિરંતર સ્તવવા યોગ્ય પરમાત્મા થયો.

૬ **અશુચિભાવના**—આ શરીર અપવિત્ર છે. મળમૂત્રની ખાણ છે. રોગ જરાનું નિવાસ ધામ છે. એ શરીરથી હું ન્યારો છું. એમ ચિંતવવું એ છઠી અશુચિભાવના.

હે ચેતન ? આ કાયા મહા મહા અશુચિમય છે જેના નવ દ્વારમાં હમેશાં અશુચિ વહ્યાં કરે છે. વળી જેના સંયોગથી કસ્તુરી કપુરાદિ સુગંધી મલીન થઈ જાય છે. સ્ત્રી પુરૂષોના શરીર એ મળમૂત્રની શેરી છે. એમાં શું રંજન થવા જેવું છે ? આ કારમી એટલે ક્ષણમાં વિણસી જાય એવી અસાર કાયા દેખીને સનતકમાર ચક્રવર્તિએ તેમનું મિથ્થામાન તજી દીધું. એમનું ચરિત્ર અશુચિ ભાવનાનો ઉત્તમ બોધ આપે છે.

ચક્રવર્તિની અનેક પ્રકારની સંપદાથી સંયુકત શ્રીમાન રાજ રાજેશ્વર અનતકુમાર નામે ચોથા ચક્રવર્તિ હતા. તેમનુ રૂપ અનુપમ હતું. એક વેળા સોધમ સભામાં તેમના રૂપનાં વખાણ થયાં. કોઇ બે દેવોને તે વાત રૂચી નહ તેથી ખાત્રી કરવા વિપ્રરૂપે અંતઃ

પુરમાં ગયા. તે વેળા તેમનો દેહ ખેદભર્યો હતો, તેમના અંગે મર્દનાદિ પદાર્થોનું વિલેપન થતું હતું, એક નાનું પોતીયું પહેર્યું હતું એવી રીતે તેઓ સ્નાનમંજન કરાવવા બેઠા હતા. વિપ્રરૂપે આવેલા દેવતા તેમનું મનોહર મુખ, કંચન વરણી કાયા, અને ચંદ્ર જેવી કાંતિ જોઇને બહુ આનંદ પામ્યા. જરા માથું ધુણાવ્યું, એટલે ચક્રવર્તિએ પુછયું. તમે માથુ કેમ ધુણાવ્યું ! દેવોએ કહ્યું હે નરેંદ્ર? અમે તમારૂં રૂપ નીરીક્ષણ કરવા બહુ અભિલાષી હતા. સ્થળે સ્થળે તમારાં રૂપની સ્તુતી સાંભળી હતી. આજે તે વાત અમને પ્રમાણ ભૂત થઇ, તેથી અમે આનંદ પામ્યા. માથું ધુણાવ્યું તેનું કારણ એ છે કે " જેવું લોકમાં બોલાય છે. તેવુંજ તમારૂં રૂપ છે " એથી વીશેષ છે, પણ ઓછું નથી. અનતકુમાર પોતાના રૂપની સ્તુતીથી પ્રભુત્વ લાવી બોલ્યા. તમે આ વળા મારૂં રૂપ જોયું તે ભલે. પરંતુ હું જ્યારે રાજસભામાં વસ્ત્રલંકાર ધારણ કરી સીંહાસનપર બેસું છું ત્યારે મારૂં રૂપ જોવા યોગ્ય છે. અત્યારે તો હું ખેળભરી કાયાએ બેઠો છું. જો તે વેળા તમે મારૂં રૂપ જુઓતો અદ્‌ભૂત અમત્કાર પામો, અને ચકિત થઈ જાઓ. તે સાંભળી દેવોએ કહ્યું ત્યારે પછી અમે રાજસભામાં આવીશું. એમ કહીને ત્યાંથી ચાલ્યા ગયા. અનતકુમારે સ્નાનમંજન કરાવ્યા પછી ઉત્તમ અને અમૂલ્ય વસ્ત્રલંકારો ધારણ કર્યાં. અનેક ઉપચારથી જેમ પોતાની કાયા વિશેષ આશ્ચર્યતા ઉપજાવે તેમ કરીને રાજસભામાં આવીને સીંહાશનપર બેઠા. આજુબાજુ સમર્થ મંત્રીઓ, સુભટો, પંડિતો, અને સભાસદો પોત પોતાના યોગ્ય આસને બેસી ગયા છે. રાજ રાજેશ્વરે છત્ર, ચામરથીને ખમાખમાથી વિશેષ શોભી રહ્યા છે. તે વેળા પેલા બે દેવતાઓ પાછા વિપ્રરૂપે આવ્યા. અદ્‌ભૂતરૂપથી

આનંદ પામવાને બદલે જાણે ખેદ પામ્યા હોય એવા રૂપમાં તેઓએ માથું ધુણાવ્યું તેથી ચક્રવર્તીએ પુછ્યું. અહો બ્રાહ્મણો! ગઇ વેળા કરતાં આ વેળા તમે જુદા રૂપમાં માથું ધુણાવ્યું એનું શું કારણ છે? તે મને કહો. અવધિ જ્ઞાનાનુસારે વિપ્રે કહ્યું "હે મહારાજ તે રૂપમાં અને આ રૂપમાં ભૂમી આકાશનો ફેર પડી ગયો છે. ચક્રવર્તીએ તે સ્પષ્ટ સમજાવવા કહ્યું. બ્રાહ્મણોએ કહ્યું કે. " મહારાજાધિરાજ! પ્રથમ તમારી કોમળ કાયા અમૃત તુલ્ય હતી, આ વેળાએ ઝેર રૂપ છે, તેથી જ્યારે અમૃત તુલ્ય અંગ હતું ત્યારે આનંદ પામ્યા હતાં. આ વેળાએ ઝેર તુલ્ય છે ત્યારે ખેદ પામ્યાછીએ. અમે જે કહ્યું તેની સિદ્ધતા કરવી હોય તો તમે હમણાં તાંબુલ થુંકો, તે પર મક્ષિકો બેસશે તે તત્કાળ પરમધામ પામશે સનત્ કુમારે પરીક્ષા કરી તો સત્ય ઠરી. પુર્વ કર્મના પાપનો જે ભાગ તેમાં આ કાયાના મદ સંબંધીનો મેળાપ થવાથી એ ચક્રવર્તીની કાયા ઝેર મય થઈ ગઈ. વિનાશીક અને અશુચિ મય કાયાનો આવો પ્રપંચ જોઇને તેના અતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. કેવળ આ સંસાર તજવા યોગ્ય છે. સ્ત્રી, પુત્ર અને મિત્રાદિકના શરીરમાં પણ આવીને આવીજ અશુચિ રહી છે. એ સઘળું મોહમાન કરવા યોગ્ય નથી. એમ બોલીને તેઓ છ ખંડની પ્રભુતા ત્યાગ કરીને ચાલી નીકળ્યા. સાધુરૂપે જ્યારે વિચરતા હતા ત્યારે તેમને મહારોગ ઉત્પન્ન થયો. તેમના સત્યત્વની પરીક્ષા લેવાને કોઈ દેવ ત્યાં વૈદ રૂપે આવ્યો, અને સાધુને કહ્યું કે હું બહુ કુશળ રાજવૈદછું, તમારી કાયા રોગનો ભોગ થયેલ છે. જો ઇચ્છા હોય તો તત્કાળ મટાડી આપું. સાધુ બોલ્યા હે વૈદ કર્મ રૂપ જે મહામદોન્મત્ત રોગ છે તે રોગ ટાળવાની તમારી જો સમર્થતા હોય તો ભલે મારો આ રોગ ટાળો. એ સમર્થતા ન હોય તો એ

રોગ ભમે રહ્યો. દેવતાએ કહ્યું. એ રોગ ટાળવાની સમર્થતા હું ધરાવતો નથી. પણ સાધુએ પોતાના લબ્ધીના પરિપૂર્ણ પ્રબળ વડે થું કવાળી આંગળી કરી તે રોગને ખરડીકે તત્કાળ તે રોગ વિનાશ પામ્યો. અને કાયા પાછી હતી તેવી બની ગઇ. તે વેળા દેવે પોતાનું સ્વરૂપ પ્રકાસ્યું. ધન્યવાદ આપી વંદન કરી સ્વસ્થાનકે ગયો.

**૭ આશ્રવ ભાવના**—રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ ઈત્યાદિક સર્વ આશ્રવ છે. એમ ચિંતવવું તે સાતમા આશ્રવ ભાવના.

કર્મ આવવાનું કારણ આશ્વવ છે. જેમ સમુદ્રની વચ્ચે છિદ્રાળું વહાણ હોય, તેમાં પાણી ભરાઇ જાય; ઘરનું બારણું ખુલ્લું હોય તેમાં કૂતરૂં પેસી જાય, અથવા ચીકણા વસ્ત્રપર રજ ચોંટી જાય, તેમ બાર અવ્રત, સોળ કષાય, નવ નોકષાય, પંચ પ્રકારનાં મિથ્યાત્વ અને મન વચન, કાયાના પંદર યોગ્ય મળીને ૫૭ આશ્રવદ્વાર એટલે પાપને પ્રવેશ કરવાનાં ગરનાળાં અથવા પ્રનાળ છે.

**૮ સંવર ભાવના**--જ્ઞાન, ધ્યાનમાં પ્રવર્ત્તમાન થઇને જીવ નવા કર્મ બાંધે નહીં તે આઠમી સંવર ભાવના.

આશ્રમથી ઉલટો શબ્દ સંવર છે. આશ્રવનો નિરોધ કરવાથી સંવર થાય છે. એટલે પાપને આવવાનાં ગરનાળા સમાન જે ૫૭ આશ્રવદ્વાર તેને સર્વથા રોકવાં એટલે નવાં આવતાં કર્મના સમૂહને અટકાવવાં તે સંવર.

જેમ આશ્રવ ભાવનામાં કહેવામાં આવ્યું કે સમુદ્રમાં રહેલી નાવને છિદ્ર હોય તો પાણી અંદર ભરાઈ બુડી જાય, પણ તેને

બંધ કરી દીધું હોય તો પાણી આવતું નથી, અને તે નાવ પણ બુડતી નથી. તેમ પાપ આવવાનાં પ્રનાળને રોકવાથી નવાં કર્મ આવતા બંધ થાય છે.

સમ્યતા દર્શનથી મિથ્યાત્વ આશ્રવ બંધ થાય છે. પાંચ ઇંદ્રિયો તથા છઠું મન એને રોકવાથી ઇંદ્રિયો તથા મનદ્વારે આશ્રવ થતો બંધ થાય છે.

૭ કાય જીવની ઘાત કરવાવાળા આરંભના ત્યાગથી તથા દ્વાદશ અવિરતિ રૂપ કર્મ આવવાનાં દ્વાર રોકવાથી સંવર થાય છે.

**૯ નિર્જરા ભાવના**—જ્ઞાન સહિત ક્રિયા કરવી તે નિર્જરાનું કારણ છે એમ ચીંતવવું તે નવમી નિર્જરા ભાવના.

સંસાર હેતુ ભૂત કર્મ સંતતિનો ક્ષય કરવો તે નીર્જરાબાર પ્રકારના તપ વડે કરી કર્મ ઓઘને બાળીને ભસ્મીભૂત કરવાં તેનું નામ નીર્જરા ભાવના કહેવાય છે.

તપના બાર પ્રકાર છે. ૬ બાહ્ય અને ૬ અભ્યંતર તપ છે. અનશન, ઉણોદરી, વ્રતિસંક્ષેપ, રસ પરિત્યાગ, કાયકલેશ, અને સલીનતા એ ૬ બાહ્ય તપ છે, પાયશ્ચિત, વિનય; વૈયાવચ્ચ, શાસ્ત્ર પઠન (સ્વાધ્યાય) ધ્યાન, અને કાયોત્સર્ગ, એ ૬ અભ્યંતર તપ છે.

**૧૦ લોક સ્વરૂપ ભાવના**—ચૌદ રાજ લોકનું સ્વરૂપ વિચારવું તે દશમી લોક સ્વરૂપ ભાવના.

જેમ પુરૂષ કેડ ઉપર બે હાથ દઈ પગ પોહળા કરી ઉભો રહે, તેમ લોકનાળ કિંવા લોક સ્વરૂપ જાણવું. એટલે તેની કેડથી નીચેના ભાગમાં અધો લોક મધ્યમાં ત્રિચ્છા લોક. અને ઉપરના ભાગમાં ઉર્ધ્વ લોક છે. તેનો આકાર એવો છે કે અધો લોક ઉંધા-વાળેલા વાદળ સરખો છે. મધ્ય ભાગ એટલે ત્રિચ્છા લોક થાળ અથવા ઝાલરના આકારે છે, અને ઉર્ધ્વ લોક મૃદંગ સરખો છે.

જે દેખીએ છીએ તે લોક સ્વરૂપ છે. અને તેની બહાર અનંત આકાશ છે.તેને આલોક કહેછે. લોકમા ધર્મારિતકાય, અધમાસ્તિકાય અને જીવાદિષડ દ્રવ્યો સર્વત્ર વ્યાપી રહેલ છે. અલોકમાં તે પદાર્થો નથી. માત્ર અંધકારના પરમાણુંઓ છે. તે કેવળ જ્ઞા-નીઓ જાણી શકે છે.

**૧૧ બોધ દુર્લભ ભાવના**—સંસારમાં ભમતા આત્માને સમ્યગ જ્ઞાનની પ્રસાદી પ્રાપ્ત થવી દુર્લભછે, વાસમ્યગ જ્ઞાન પામ્યો તો ચરિત્ર, સર્વ વિરતિ પરિણામ રૂપ ધર્મ પામવો દુર્લભ છે. એમ ચિંતવવું તે અગિઆરમી બોધ દુર્લભ ભાવના.

અનાદિકાળથી જીવ નિગોદમાં વસે છે એક નિગોદ સરીરમાં સિદ્ધથી અનંત ગુણા જીવ છે. તે બધાની પોતપોતાના કામણ દેહ સંયુક્ત અવગાહના એક દેહમાં છે એવી રીત સુક્ષ્મબાદર નિગોદ જીવના દેહથી તથા પૃથ્વીકાયાદિ પાંચ સ્થાવરથી લોક ઉપર નીચે બધી તરફ આં-

તરા રહિત ભરેલ છે. જેવી રીતે વેળુના મહાસાગરમાં હીરાની કણી પામવી મહા દુલ્લભછે. તેવી રીતે પાંચ સ્થાવરમાંથી ત્રસપણું પામવું મહા દુલ્લભ છે. કદાચિત્ ત્રસપણાને પામે છે તો વિકલત્રયમાંથી (બેરેંદ્રિયે, તેરેંદ્રિય અને ચોરેંદ્રિયપણામાંથી પચેંદ્રિયપણું પામવું મહાદુલ્લભ છે. કદાપિ પંચેંદ્રિયપણું પામી પશુ. સિંહ, વાઘ, સર્પાદિ પર્યાયમાં જઈ ઉપજે તો પંચેંદ્રિયપણું પામ્યો તે ન પામ્યા બરોબર થયું. વળી જેમ ચૌટામાં રત્નનો રાશી પામવો મહા દુલ્લભ છે તેમ ચુલના પાસાદિ દ્રષ્ટાંતની પેઠે મનુષ્ય ભવ પામવો મહા દુલ્લભ છે.

પુર્વ ભવમાં પુણ્યનો ઘણો સંચય પ્રાપ્ત કર્યો હોય છે ત્યારે મનુષ્યભાવ પ્રાપ્ત થાય છે કદાપિ મનુષ્ય ભવ પ્રાપ્ત થયો, પણ આર્ય દેશમાં જન્મ પામવો મહા દુલ્લભ છે જો અતિ શુભ કરણીનો સંબંધ હોય તોજ આર્ય દેશમાં જન્મ પામે. ભરત ક્ષેત્રના બત્રીસ હજાર દેશમાં સાડી પચવીશ આર્ય દેશ છે, અને બીજા સર્વે અનાર્ય દેશ છે.

**૧૨ ધર્મ દુલ્લભ** ભાવના:-ધર્મના ઉપદેશક તથા શુદ્ધ શાસ્ત્રીના બોધક એવા ગુરૂ, એવું શ્રવણ મલવું દુલ્લભ છે, એમ ચિંતવવું તે બારમી ધર્મ દુલ્લભ ભાવના.

આ સંસારમાં ધર્મને જાણવાની સામગ્રી પામવી અતિ દુલ્લભ છે. તેમાં વળી ધર્મનું શ્રવણ કરવું મહા દુલ્લભ છે. ધર્માત્માની

સંગતિ મહા દુર્લભ છે. કોઇ વિરલા પુરૂષને મોહની મંદતાને કાર્યની ઉપશમતાથી ધર્મમાં શ્રદ્ધા હોય છે. જેવી રીતે આ જીવ વિષય, કષાય, સ્ત્રી, પુત્ર, ધનાદિમાં પ્રીતિ કરે છે તેવી રીતે ધર્મમાં પ્રીતિ કરે તો સંસારના દુઃખનો અભાવ (નાશ) થાય.

જે સંસારી જીવ પોતાના સુખને નિરંતર વાંચ્છે છે પણ સુખનું કારણ જે ધર્મ તેનો આદર કરતો નથી તો તે કેવી રીતે સુખ પામશે ? જેમ બીજ વિના ધાન્યની પ્રાપ્તિ કેવી રીતે હોય ? આ સંસારમાં તિર્થંકરપણું, ઇંદ્રપણું, ચક્રવર્ત્તિપણું તથા બળભદ્રાદિ ઉત્તમપણું એ સમસ્ત ધર્મના પ્રભાવથીજ થાય છે. વળી ઉત્તમ જાત, કુળ, રૂપ, બળ, ઐશ્વર્ય, સંપદા, શોભાગ્યાદિ પામવા તે પણ ધર્મના પ્રભાવથી ધર્મથી જક થાય છે, ધર્મથી રાજ્ય મેળવાય છે, ધર્મ સંસારરૂપ અટવીનો માર્ગ બનાવનાર છે. પિતાની માફક રક્ષણ કરે છે, માતાની માફક પોષણ કરે છે, મિત્રની માફક પ્રીતિ કરે છે, તથા બંધુની માફક સ્નેહ રાખે છે.

જેમ સૂર્ય વિના દિવસ ચંદ્ર વિના રાત્રિ, જીવ વિના શરીર, દીવા વિના ઘર, વિદ્યા વિના મનુષ્ય, ચક્ષુ વિના મોઢું, છાયા વિના વૃક્ષ દયા વિના ધર્મને પ્રાણી વિના જગત શોભતાં નથી; તેમ ધર્મ વિના જીવ શોભતો નથી. વળી સુગંધ વિના ફુલ આચાર વગરની કુલીનતા, વિદ્યા વિના તપસ્વીપણું નાયક વિના સૈન્ય, દાન વિના ધન, સ્ત્રી વગર ઘર શોભતા નથી તેમ માણસ ધર્મ વિના શોભતો નથી.

ધર્મ રોગીને વૈદ્ય સમાન, નિર્ધનને ધન સમાન, અનાથનો નાથ, ગુણ રહિતને ગુણના સમુદ્ર સમાન છે,

કેવળજ્ઞાને કરી જેણે સર્વે જગતના ભાવ જાણ્યા દેખ્યા છે. એવા અરિહંત તેજ ધર્મ સ્વરૂપ યથાર્થ પણે પ્રકાશ કરે છે. વિતરાગો સર્વત્ર નિરાગી હોવાથી અસત્ય બોલતા નથી, માટે તેમનો ધર્મ સત્ય છે.

**૧૩ પ્રમોદ ભાવના**—પ્રમોદ એટલે આનંદ કોઇપણ મનુષ્યને આપણા કરતાં લક્ષ્મીમાં, ગુણમાં, બુદ્ધિમાં વિધ્યામાં, કળામાં અને જ્ઞાનમાં વધારે નીપુણ દેખીને આપણે આપણા મનમાં પ્રમોદ લાવવો; પણ તેની અદેખાઈ કરવી નહી. કેટલાક શ્રીમંતની અદેખાઈ કરેછે, અને કોઈ પ્રકારે તેની શ્રીમંતાઈ નાશ પામે તેવા ઉપાયો યોજે છે. કેટલાક વેપારીઓ બીજા વેપારીની અદેખાઇ કરેછે; અને ગ્રાહકને કહે છે કે તેનો માલ જુનો, સડેલો તથા નકલી છે. વળી ઓછું આપે છે. એમ અસત્ય ભાષણ કરી ગ્રાહકનો તેના પ્રત્યે કોઇપણ પ્રકારે અભાવ કરાવે છે. કેટલાક દરબારી નોકરો એક બીજાની અતિશય અદેખાઈ કરે છે, તે એટલે સુધી કે તે બિચારાને તે રાજ્યમાંથી પોતાની નોકરી છોડી બીજે જવું પડેછે. આવીરીતે અદેખાઇ કરવી એ નીચ અને હલકા માણસનું લક્ષણ છે તેમ નહી. કરતાં તેઓએ જે પદ પ્રાપ્ત કર્યું હોય તે પદ પ્રાપ્ત કરવાની ઉંચ અભિલાષા રાખી તેમને પગલે પગલે અનુચરવું એજ કલ્યાણ કારી છે. પણ તેઓ પ્રત્યે કાંઈ

દ્વેષ કે ઇર્ષા કરવાથી તે પદ મલતું નથી. પણ ઉલટુ આપણુ મન બળ્યા કરે છે તેથી જીવ કર્મ મલથી મલીન થઈ નવાં કર્મ બાંધે છે. માટે સુરી પુરૂષોએ અન્ય પુરૂષોની ચઢતી, ઉત્તમ વર્ત્તન, વિશેષજ્ઞાન, અને લક્ષ્મીઆદિ જોઇને આનંદ પામવો, અને તેના ગુણોનું રાગી થવું આથી આપણામાં ઉંચ વૃત્તિઓ ઉત્પન્ન થશે. અને આપણે તે પદ પામવાને શક્તિવાન થઇશું.

**૧૪ મૈત્રીભાવના**-સર્વ જીવને મિત્ર સમાન જાણવા, એટલે સર્વની સાથે મિત્રતાનો ભાવ ચિંતવવો. સર્વનું હીત થાય તેમ કરવું, પણ કોઇનું બુરૂં કરવું નહી. કેટલાક મનુષ્યો પોતાના અલ્પ હીતની ખાતર બીજાને ભારે નુકસાન કરે છે, પણ તેમ કરતા પોતાને આગલ કેવાં પરિણામ ભોગવવાં પડશે, તેનો જરા પણ વિચાર કરતાં નથી. માટે જેમ બને તેમ સ્વાર્થનો ત્યાગ કરી ખરી મૈત્રી થાય તેને વાસ્તે પ્રયત્ન કરવો જોઇએ.

**૧૫ કારૂણ્ય ભાવના**-કરૂણા એટલે દયા આપણાથી જ્ઞાનમાં, બુદ્ધિમાં, વિદ્યાકળામાં, સદ્ગુણોમાં અને શક્તિમાં જે ઉતરતા હોય તેમની નિંદા કરવી નહીં. પણ તેમના અજ્ઞાનને લીધે તેઓ શુદ્ધ માર્ગે ચાલી શકતા નથી. આવો વિચાર કરી તેમના પ્રત્યે દયાની લાગણીથી જોવું.

વળી કારૂણ્ય ભાવના જે મનુષ્યના મનમાં નિરંતર વાસ કરી રહેલી છે તેનું હ્રદય બીજાનું અજ્ઞાન અને દુ:ખ દેખી દયાથી પીગળશે; એટલુંજ નહીં, પણ તે અજ્ઞાન તથા દુ:ખ ઓછું કરવાને

બનશે તેટલો પ્રયાસ કરશો. આપણી શકતી ન હોય તો, આપણે તેનું દુ:ખ કદાપિ ઓછું કરી શકીએ નહી પણ મધુર અને શાંત વચનથી દિલાસો આપી બને તેટલું દૂર કરવાના કર્તવ્યથી ચૂકવું નહીં. મનુષ્ય તરફ દયા બતાવવી એટલુંજ નહી; પણ અનાથ નિરપરાધી અને ગરીબ મુંગાં પ્રાણી પ્રત્યે પણ દયાની લાગણી રાખવી.

**૧૬ માધ્યસ્થ ભાવના**—એને ઉપેક્ષા પણ કહે છે. ઉપેક્ષા કરવી એટલે એના કર્મ એ જાણે અથવા આંખ આડા કાન કરવા એમ જે કહેવામાં આવે છે. તે કહેવત ઉપેક્ષાને લાગુ પડે છે.

જે મનુષ્યો આપણાથી જુદા મતના હોય જુદી રીતે વર્ત્તતા હોય, તેમના તરફ માધ્યસ્થી ભાવના રાખવી. અર્થાત તેમના પ્રત્યે રાગ અથવા દ્વેષ ધરવો નહી. જેવું આપણને આપણા ધર્મ પ્રત્યે માન છે એવું બીજાને પણ હોયજ બીજાના ધર્મની કે તે ધર્મના અનુયાયીઓની નિંદા કરવી નહી પણ સહનશીલતા રાખવી.

વૈરાગ્યની અને આત્મહિતૈષી વિષયોની સુદઢતા થવા માટે ઉપર લખી શોળ ભાવનાઓ તત્વજ્ઞાનીઓ કહે છે.



# અધ્યાત્મ ભાવના.

---

અહો પ્રભુ! એવી દશા અહોનિશ ક્યારે જાગૃત થશે? કે તારા ગુણનો અસ્ખલીત પ્રેમ ઉત્પન્ન થાય? તારા પ્રત્યે અત્યંત ભક્તિ પેદા થાય? કે જેના પસાયથી આ દુનિયા ઉપરનો રાગ ઓછો થાય, તારા વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા ક્યારે થશે? કે તારી આજ્ઞા હું ફુલની માળાની પેઠે મસ્તકપર ધરૂં. તારી કરૂણા, તારી ક્ષમા, તારી શાંતિ, તારૂં જ્ઞાન, તારૂં ધ્યાન, તારૂં યથાર્થ વાદીપણું, તારી અપુર્વ પરોપકાર બુદ્ધિ, અને તારી અત્યંત સજ્જન શીલતા જોઇ મારા રોમરાયમાં તું ક્યારે વસીશ? પર પુદ્‌ગલપર ઉદાસીન વૃતિ ક્યારે ઉત્પન્ન થશે? કે જેથી હુ મારા સ્વરૂપમાંજ રમું.

હું, તું, તે, ભુલી જઇ; હું, તે, તું અને તું, તે, હું. આવી અખંડ એકયતા ક્યારે ઉત્પન્ન થશે? અને તેના અપુર્વ સુખનો અનુભવ ક્યારે પ્રાપ્ત થશે? તારી ક્ષમા જોઇ તારા જેવી ક્ષમા કરવા હું ક્યારે ભાગ્યશાળી થઇશ? તારી દયા જોઇ મારામાં એવી દયાના અંકુરો ક્યારે પ્રગટ થશે? તારી પરોપકાર બુદ્ધિ જોઇ આ સેવકના (મારા) હૃદયમાં સર્વ જીવને સારી નરસી કરવાની ઇચ્છા ક્યારે જાગૃત થશે?

તુંજ ધ્યેય, તુંજ સેવ્ય, તુંજ આરાધ્ય, તુંજ પુજ્ય, તુંજ દેવ, તુંજ ગુરૂ, તુંજ ધર્મ, તુંજ તરણ તારણ, તુંજ પિતા, તુંજ માતા, તુંજ બંધુ, તુંજ કુટુંબ, તુંજ જ્ઞાતિ, તુંજ વિશ્વ, તુંજ સૃષ્ટિ અને તુંજ મારૂં સર્વસ્વ એમ કયારે થશે! તું અને હુંનો ભેદ તુટી અભેદ ચિંતવન કયારે થશે? તુંહિ, તુંહિ, તુંહિ, અને તુંજ એમ અખંડ ચિંતવન રોમે રોમે કયારે આવિર્ભાવ પામશે?' ત્વમેવાહં, ત્વમેવાહં, ત્વમેવાહં, આવી અભેદતા પ્રાપ્ત કરવા હું કયારે ભાગ્યશાળી થઇશ? તારા વિના આ દુનિયા ઝેરરૂપ, પત્થરરૂપ, દુઃખરૂપ, બંધનરૂપ, કારાગૃહરૂપ, તથા ઉદાસીનપણું કયારે થશે? તારામાંજ અખંડ પુજ્ય બુદ્ધિ, તારામાંજ પિતા બુદ્ધિ, તારામાંજ વિશ્વ બુદ્ધિ કયારે થશે? તારા વિના અન્ય સ્થળ અસાર અને વૈરાગ્યમય કયારે લાગશે? તારી પેઠે સર્વ જીવપર મિત્રતા, તારી પેઠે દુઃખીયાપર દ્રવ્યથી અને ભાવથી દયા, તારી પેઠે પ્રમોદતા, તારી પેઠે મધ્યસ્થતા, તારી પેઠે નિઃસ્વાર્થ બુદ્ધિ, તારી પેઠે પરોપકાર બુદ્ધિ, તારી પેઠે અત્યંત કરૂણા અને તારી પેઠે અત્યંત વિતરાગીપણું મારા હૃદયમાં કયારે જાગૃત થશે?

ધનની, સ્ત્રીની, યશની અને વિષય સુખની ઇચ્છા કયારે નિવર્ત થશે? એક તારા વિનાજ આ બધાં સુખ ઝેર જેવાં કયારે લાગશે? પરની નિંદાનો અને પરના ગુણ ઢાંકી દોસ પ્રગટ કરવાનો ત્યાગ કરવા હું કયારે ભાગ્યશાળી થઇશ? તથા પોતાની ભૂલ તરફ દ્રષ્ટિ કરતાં કયારે શીખીશ. હું સર્વ કરતાં અધિક અધમાધમ છું એવો નિશ્ચય કયારે થશે અને કયારે અહમ ભાવથી રહિત થઇશ?

આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા પોતાના કર્મનો કર્તા છે, આત્મા પોતાના કર્મનો ભોક્તા છે, આત્માનો મોક્ષ છે, અને મોક્ષનો ઉપાય છે. આ છ મહા વાકયો મારા હૃદયમાં નિરંતર કયારે જાગૃત થશે ? અને હું તે પ્રમાણે વર્તી સર્વ જીવોને કયારે વર્તાવીશ ?

મારૂં સ્વરૂપ અહિંસામય છે, મારૂં સ્વરૂપ સત્યતામય છે, મારૂં સ્વરૂપ પ્રમાણિકતામય છે, મારૂં સ્વરૂપ બ્રહ્મચર્યમય છે, અને મારૂં સ્વરૂપ પરિગ્રહ રહિત છે. એમ ચિંતવી સ્વસ્વરૂપમય કયારે થઈશ ? હિંસા ન કરવી એ મારી ફરજ છે, સત્ય બોલવું એ મારી ફરજ છે, બ્રહ્મચર્ય ધારણ કરવું એ મારી ફરજ છે, અને પરિગ્રહ રહિત થવું એજ મારી ફરજ છે; એજ મારો સ્વભાવ છે, એથી વિપરિત ચાલવું એ મારો વિભાવ છે એમ મને કયારે જણાશે ? આશ્રવ એજ સંસાર છે, આશ્રવ એજ બંધન છે, આશ્રવ એજ દુઃખ છે, અને આશ્રવ એજ ત્યાગવા યોગ્ય છે. એવી ખબર કયારે પડશે ? અને સંવર એજ સુખ છે એમ કયારે જાણવામાં આવશે?

હું મારા સ્વરૂપમાં છું કે નહીં ? સદ ઉપયોગમાં છું કે નહી? ધર્મ ધ્યાનમાં છું કે નહી ? સ્વભાવમાં છું કે નહી ? એમ કયારે અનુભવ થશે ? મારામાં વિતરાગતા, માર્દવતા અને કરૂણા છે કે નહીં એમ ક્ષણે ક્ષણે જોવા હું કયારે ભાગ્યશાળી થઇશ ?

આત્મા એજ દેવ, આત્મા એજ ગુરૂ આત્મા એજ ધર્મ, આત્મા એજ સુખ, આત્મા એજ મોક્ષ, આત્મા એજ અખંડ આનંદ, અને આત્મા એજ પરમાત્મા છે એમ યથાર્થ ક્યારે જાણવામાં આવશે ?

મારા પોતાના દોષ જોવાની, અને અન્યના ગુણ ગ્રહણ કરવાની બુદ્ધિ ક્યારે ઉત્પન્ન થશે ? મારા આત્મ દ્રવ્યની અને પરમાત્માના ગુણે જોઇ મારામાં તે ગુણોની ઉત્પત્તિ ક્યારે થશે ? સર્વ જીવ સરખા છે, સર્વ જીવ નિશ્ચયથી સ્વભાવે શુદ્ધજ્ઞાન સ્વરૂપ, શુદ્ધ દર્શન સ્વરૂપ, શુદ્ધ ચારિત્ર સ્વરૂપ, અનંત ઉપયોગ મય, અને અનંત શક્તિવંતછે પણ કર્મરૂપ શત્રુના સંગથી મલિન દેખાય છે. એમ જાણી કર્મનો નાશ, કર્મનો ત્યાગ, ને કર્મ ઉપર અભાવ એમ ક્યારે ઉત્પન્ન થશે ? ને સર્વ જીવ ઉપર સમભાવ ક્યારે આવશે ?

હે પ્રભુ ! આ ભાવનાઓ આ મનોરથોને આ વિચારો ક્યારે પુર્ણ થશે. ને મનુષ્ય ભવનું સાર્થક પણું ક્યારે થશે ? નવ તત્વમાંથી એ જાણી ચાર છાંડી, અને ત્રણને ગૃહણ કરવા ક્યારે યત્ન કરીશ ? હું હમણાં સંવરમાં છું કે આશ્રવમાં છું ? હું હમણાં નિર્જરા કરૂંછું કે નહી ? હું હમણા આશ્રવને ત્યાગ કરૂંછું કે નહી ? હું હમણાં અનિત્ય અશરણાદિ ભાવનાનું ચિંતવન કરૂંછું કે નહી ! એમ વારંવાર

અને ક્યારે ભાન થશે? હું ક્યાંથી આવ્યો ને ક્યાં જઇશ? મારૂં શું થશે? આ શરીર શું છે? આ દુનિયા શુ છે? આ કુટુંબ કોણ છે? ને મારો આ સર્વ સાથે સંબંધ કેમ થયો? એ સંબંધ સત્ય છે કે અસત્ય! એ ત્યજુકે રાખું? આવા વિચારો વિવેક પૂર્વક અને શાંતભાવે ક્યારે કરી આધ્યાત્મીક જ્ઞાનના તાત્વીક સિદ્ધાંતનો અનુભવ ક્યારે કરીશ? ને કર્મનો સત્વર નાશ ક્યારે કરીશ?

મેં ઘણા સિદ્ધાંતો અને શાસ્ત્રો વાંચ્યા પણ તે બધાં ભારરૂપ થયાં સત્સંગ કર્યો પણ સત્યજ્ઞાન ન થયું. સદ્ગુરૂ મળ્યા પણ સ્વછંદે ચાલી કદા ગ્રહ ન તજ્યો. હે સર્વજ્ઞ આપનાં ચારિત્ર વાંચ્યાં, સાંભળ્યા પણ તે વાંચન શ્રવણ માત્ર થયું; કારણ કે "ભણ્યો પણ ગણ્યો નહી" તેની માફક "જાણ્યું પણ આદર્યુ નહી" તેથી શું થયુ?

સર્વજ્ઞ હિંસા કરે નહી, તો હું સર્વજ્ઞનો ઉપાસક થઇ કેમ કરૂં? સર્વજ્ઞ અસત્ય બોલે નહી, તો હું કેમ અસત્ય બોલું? સર્વજ્ઞ અદત્તલે નહી તો હું સર્વજ્ઞનો પુત્ર થઇ અદત્ત કેમ લઉં? સર્વજ્ઞ દ્રવ્યથી તે ભાવથી પરિગ્રહ રહિત હતા તો હું પરિગ્રહ કેમ રાખું? સર્વજ્ઞ ક્રોધાદિ કષાય કરે નહી તો હું કેમ કરૂં સર્વજ્ઞ અઢાર પાપ સ્થાનક સેવે નહી તો હું તેમનો પુત્ર થઈ તેમના શત્રુરૂપ એવા

અઢાર પાપસ્થાનકની સેવા કેમ કરૂં? અહાહા?? કેટલી બધી મારી ભૂલ છે? કે મારા પિતાના શત્રુઓને હું માન આપું છું સંગ કરૂં છું, પણ હવે તેમ નહી કરતાં મારે તેમનો ત્યાગ કરવો જોઇએ.

હે પ્રભુ? તું કમળ હું ભ્રમર તું ચંદ્ર હું ચકોર તું સુર્ય હું વિ-સૂર્યે વિકારસી કમળ તું સેવ્ય હું સેવક તું ધ્યેય હું ધ્યાતા તું પિતા હું પુત્ર તું ગુરૂ હું શિષ્ય તું દેવ હું ઉપાશક એમ તારી અનન્ય ભક્તિ ક્યારે પ્રાપ્ત થશે? હે પરમાત્મા? "આ સંસારમાં તારાવિના મારૂં કોઇ સગું નથી તારા વિના અન્ય કોઇ મિત્ર નથી; તારાવિના અન્ય કોઇ રક્ષક નથી. તારા વિના અન્ય કોઇ સત્ય માર્ગ દર્શક નથી; માટે હું તારૂંજ શરણ ગૃહણ કરીશ; ને હું તારીજ સેવા કરીશ:—

હે પ્રભુ તારા વચનો સત્ય છે પ્રિય છે, ને હિતકર છે. વળી તેમને પ્રમાણ ભૂલ તે હું તેને ક્યારે ગ્રહણ કરીશ? આ કેમ નથી કરતો? આ કેમ આમ નથી કરતો? એવો વિચાર મને આવશે ત્યારે હું વિચારીશ કે એ કર્માધીન છે. આ કેમ નથી ભણતો? આ કેમ આવા કામ કરેછે. એવા વિચાર આવશે ત્યારે હું 'તે કર્માધીન છે એમ વિચારી તેની ઉપેક્ષા કરીશ; પણ નિંદા નહી કરૂં હું બહા-રનો ઢોંગ ધારણ કરી દાંભીકપણુ ધરીશ નહી. હું શુદ્ધ ભક્ત થઇશ, પણ ખોટો ઠગ થઇશ નહીં હું શુદ્ધ કર્મ કરીશ પણ બહારની દેખા

દેખીથી સમજ્યાવિના માત્ર નામનાની ખાતરને ગાડરીઆ પ્રવાહની માફક ધર્મ કરણીને મલિન કરીશ નહી. હે પ્રભુ તારા આશ્રમને કલંક લગાડીશ નહી તારી વાણીને નિંદાવીશ નહી. તારી આજ્ઞાનું ઉલ્લઘંન કરીશ નહીં, તારી શેવાને અનાદર કરીશ નહી; ને અશુદ્ધ પ્રરૂપક બની નર્કનો રસ્તો લઇશ નહી; સ્યાદ્વાદના રહસ્યનું સ્વરૂપ જાણવાને પ્રયત્ન કરીશ તારી આશાનતા તજવાનો બનતાંલગી ખપ કરીશ ગચ્છ, પંથ, મત, કે વાડા આદિનો કદાગ્રહ મૂકી શુદ્ધ ધર્મ જાણવા ખપ કરીશ:—

શુષ્ક જ્ઞાન શુષ્ક વૈરાગ્ય શુષ્ક ક્રિયા, અને શુષ્ક ભક્તિ ધારણ કરીશ નહીં. પણ સાચના જ્ઞાન સહિત ક્રિયા ભક્તિ ધારણ કરીશ વૈરાગ્યને ધારણ કરીશ. અધિકારી પરત્વે ક્રિયા કરીશ અધિકારી જોઇ વરતીશ; અને અધિકારી થવા પ્રયત્ન કરીશ.

હે પરમાત્મા ? મનુષ્ય ભવની દુર્લભતા મને જણાઇ છે, તેની અમુલ્યતા મને સમજાઇ છે, માટે હું તેને વૃથા ગુમાવીશ નહી, વૃથાનીંદા, વિકથાદિ કરવામાં વખત ગાળીશ નહી. આળસ પ્રમાદનો ત્યાગ કરી આત્મજ્ઞાન મેળવીશ. તારી આજ્ઞા મસ્તકે ચડાવી શુદ્ધ સ્વરૂપનો વિચાર કરીશ, અન્ય દેવ, અન્ય ગુરૂ. અન્ય ધર્મના દોષ જોઇ તેની ઉપેક્ષા કરીશ તમારા માર્ગનો અનુભવ મેળવી અન્યને

આપનો માર્ગ પમાડીશ છેવટે સર્વ જીવ સુખી થાઓ એવી અહો નિશ ઇચ્છા રાખીશ.



## ઉપદેશ માળા.

---

૧. કંઇ પણ આત્મ જોગ બનેતો, આ મનુષ્ય ભવ, ચિંતામણી રત્ન સમાન કહ્યો છે, તે સત્ય થાય.

૨. પ્રાયે એ મનુષ્ય દેહ વિના આત્મ જોગ બનતો નથી, એમ જાણી આ દેહ નીવડમાંજ આત્મજોગ ઉત્પન્ન કરવો ઘટે છે.

૩. વિચારની નિર્મળતાએ કરી આ જીવ જો અન્ય પરિચયથી પાછો વળે, તો તેને સ્હેજે આત્મજોગ બને.

૪. આરંભ પરિગ્રહનું અલ્પપણું કરવાથી સતસંગનું બળ વધે છે.

૫. સતસંગથી આત્મ વિચાર બળ વધે છે.

૬. જે પ્રકારે કરી આ સંસારનું અનિત્યપણું અસારપણું જીવને અત્યંતપણે ભાસે તે પ્રકારે કરી આત્મ વિચાર ઉત્પન્ન થાય.

૭. આત્મ વિચાર બળથી આત્મજ્ઞાન થાય છે.

૮. સર્વે પદાર્થનું સ્વરૂપ જાણવાનો હેતુ માત્ર એક આત્મજ્ઞાન થવા માટે છે.

૯. સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે.

૧૦. દેહની જેટલી ચિંતા રાખો છો, તેટલી નહિ, પણ તેથી અનંતગણી ચિંતા આત્માની રાખવી કારણ કે અનંતભવ એક ભવમાં ટાળવા છે.

૧૧. આત્માનો ધર્મ આત્મામાં છે.

૧૨. આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું.

૧૩. જીવ, એ, દેહાદિ અજીવ (જડ) પદાર્થથી ભિન્ન છે, દેહને વિષે ચૈતન્ય ક્ષીર નીરવત્ છે.

૧૪. સુખ દુઃખ એ દેહને લઇને છે, વસ્તુતા આત્માને કશું લેવા દેવા નથી.

૧૫. (આત્મા) પોતે પોતાને ભૂલી જવારૂપ અજ્ઞાનથી દુઃખી થયો છે.

૧૬. જેની આત્મ વિચારમાં નિરંતર જાગૃતિ રહે તે મુનિ.

૧૭. પ્રમાદિને સર્વથા ભય છે, અપ્રમાદિને કોઇ રીતે ભય નથી એમ શ્રી જિનેશ્વરે કહ્યું છે.

૧૮. અન્ય પરિણામમાં જેટલી તાદાત્મ્ય વૃત્તિ છે, તેટલો જીવથી મોક્ષ દૂર છે,

૧૯. જીવની સાથે કર્મ પુદ્ગળ દ્રવ્યનો સંબંધ થવો તે બંધાને વિયોગ થવો તે મોક્ષ.

૨૦. લોક પ્રવાહમાં ખેંચાવું, ને મોક્ષની ઇચ્છા રાખવી, એ બંને સહજ વિરોધી છે.

૨૧. નિજસ્વરૂપ પામ્યો, કિંવા જિનમાર્ગ પામ્યો તે એકજ છે.

૨૨. જે જે સાધનોથી મોક્ષમાર્ગ પ્રાપ્ત ન થયો, તો સમજવું કે સાધનો બીજા છે.

૨૩. અનાદિકાળથી જે માર્ગે ચાલતાં રસ્તો હાથ ન લાગ્યો, તો જાણવું કે માર્ગ બીજો છે.

૨૪. અભિનિવેશ (કદાગ્રહ) મિથ્યા આગ્રહ મતવાદાદિ પ્રતિબંધો જવાથી સત્ય માર્ગ પ્રાપ્ત થાય છે.

૨૫. અત્યંત જ્ઞાન હોય ત્યાં અત્યંત ત્યાગ સંભવે છે. એમ શ્રી તીર્થંકરે સ્વીકાર્યું છે.

૨૬. આત્મ પરિણામથી અન્ય પદાર્થોનો તાદાત્મ્ય અધ્યાસ નિવર્ત્તવો તેને શ્રી જિને ત્યાગ કહ્યો છે.

૨૭. કેવળ સર્વસંગ પરિત્યાગીપણું—અસંગ દશા પરમ કલ્યાણકારી છે.

૨૮. દેહની કુશળતા ઇચ્છવા કરતાં આત્મિક ગુણ જે રત્નમયીની કુશળતા ઇચ્છો.

૨૯. એક જીવ ભોગ ભોગવે છે, છતાં કર્મ બાંધતો નથી, ને એક જીવ ભોગ નથી ભોગવતો, છતાં કર્મ બાંધે છે. એ ગુપ્ત

ભેદનો વિચાર કરો.

૩૦. કરજ ચુકવી આપવાથી રૂણ મુક્ત થવાય છે, તેમ સમભાવે કર્મ ભોગવી લેવાથી બંધ મુક્ત થવાય છે.

૩૧. શુભ કર્મના ઉદયે શત્રુ મિત્ર થઈ જાય છે, ને અશુભના ઉદયે મિત્ર શત્રુ થઇ જાય છે, તેમાં કોનો દોષ છે, તે વિચારો

૩૨. દુઃખ પડે ત્યારે દુઃખપર અભાવ ( અપ્રીતિ ) ન કરો, પણ તેના કારણનો અભાવ કરો, કેમકે કારણના અભાવે કાર્યનો અભાવ હોય છે.

૩૩. મુમુક્ષુજનોએ અતિ શૃંગારરસનું શ્રવણ પ્રથમથીજ વર્જવું, કેમકે તે શ્રવણ કર્યા પછી ફક્ત એક કેવળી અને નપુસકજ વિવૃત્તિ ભાવને પ્રાપ્ત થતા નથી.

૩૪. સંસારરૂપી કુટુંબને ઘેર આપણો આત્મા પરોણા દાખલ છે.

૩૫. આ સંસારને ધિક્કાર છે ? કેમકે અનંતવાર થયેલી માતાને આજે સ્ત્રીરૂપે ભોગવીએ છીએ.

૩૬. સ્ત્રીના સ્વરૂપપર મોહ થતો અટકાવવાને, તેનું ત્વચા વગરનું સ્વરૂપ સ્મરણમાં આણવું

૩૭ આ સંસારરૂપી નાટકમાં જીવે નટની પેઠે અનેક વેષ લીધા. ( અનેક ભવ કર્યા. )

૩૮. બ્રહ્મચારીને અપરિગ્રહી થવું સુલભ છે, કારણકે બ્રહ્મચર્ય એ ચારિત્રનું મોટામાં મોટું મૂળ ( સાધન ) છે.

૩૯. હે જીવ ? વિષયભોગથી હવે શાંત થા, શાંત થા, ને વિચાર તો કર, કે એમાં કયુ સતસુખ અનુભવાય છે.

૪૦. જ્ઞાનીઓ જગતને તૃણવત્ ગણે છે, તેને પરમાર્થ એ

છે કે તૃણની પેઠે તે તજવા યોગ્ય છે.

૪૧. દશહજાર સુભટ જીતવા સુલભ છે, પણ એક વિષય જીતવો દુર્લભ છે.

૪૨. જેણે વિષયને જીત્યો તેણે આખો (સર્વ) સંસાર જીત્યો.

૪૩. જીવ પોતાને ભૂલી ગયો છે, તેથી તેને સત્સુખનો વિયોગ છે.

૪૪. પોતાને ભૂલી ગયા રૂપ અજ્ઞાન સત્જ્ઞાન મળવાથી નાશ થશે એ નિશંક છે.

૪૫. " કૂવામાં હોય તો હવાડામાં આવે " તેમ જ્ઞાની પાસેથી જ્ઞાનની પ્રાપ્તી થાય, એ સત્ય સમજાય છે, છતાં જીવ પોતાનું અજ્ઞાન વિચાર તો નથી.

૪૬. પોતાની ઇચ્છાએ વર્તવાથી જીવ અનાદિનો રખડયો છે. માટે જ્ઞાનીની ઇચ્છાએ વર્ત્તવું.

૪૭. જ્યાં સુધી જ્ઞાનીની ઇચ્છાએ ( આજ્ઞાએ ) નહિ વર્ત્તાય ત્યાં સુધી અજ્ઞાની નિવૃત્તિ થશે નહિ.

૪૮. ચક્રવર્તીપણું ઇંદ્રપણુ, કે અન્ય ઠકુરાઇ પામવી સુલભ છે, પણ સમ્યકત્વ રત્ન પામવું દુર્લભ છે.

૪૯. રાગ કરવો નહિ, ન ચાલતાં કરવો પડે, તો સત્પુરૂષપર કરવો.

૫૦. દ્વેષ કરવો નહિ, ન ચાલતાં કરવો પડે તો કુશીલપર કરવો.

૫૧. જ્યાં સુધી રાગ કેશરી અને દ્વેષ ગજેંદ્ર વશ થયા નથી ત્યાં સુધી સંસારનું મૂળ છેદાયું નથી એમ જાણવું.

૫૨ કષાયનો રસ પાપ–પુન્ય રૂપ છે, તો પણ તેનો સ્વભાવ કડવો છે.

૫૩ કષાય વગર બંધ પડતો નથી.

૫૪ બંધ સમયે ચિત્તમાં ચેતો, ઉદય આવે સંતાપ મા કરો.

૫૫ જેમ પવન, પાણીની નિર્મળતાનો ભંગ કરી શકતો નથી. પણ તેને ચલાય માન કરે છે, તેમ યોગથી આત્મજ્ઞાનની નિર્મળતા ઓછી નથી, પણ યોગના ચલાય માન પણાથી રશ વિનાનો ( એક સમયનો ) બંધ થાય છે,

૫૬ પરિગ્રહની અતિ લોલુપતા એ પાપનું મૂળ છે.

૫૭ જગત્માંમાન નહોત તો અહીંજ મોક્ષ હોત.

૫૮ અભિનિવેશ ( કદાગ્રહ ) જેવો એકે પાખંડ નથી

૫૯ સર્વ દુઃખ સહન કરી શકાય છે, પણ પ્રિય જનના વિરહનું દુઃખ સહન થઇ શકતુ નથી, ત્યારે સંયોગ–વિયોગ, સંપદા–વિપદા સુખ–દુઃખ એ સધળા સહચારીઓ શુભા શુભ કર્મના ઉદયથી છે, એમ વિચારવું,

૬૦ જેને દેખી ક્રોપ શાન્ત થાય, અને સ્નેહની ઉત્પત્તિ થાય, તે પૂર્વ જન્મનો સ્નેહી જાણવો.

૬૧ આ દુષમ કાળ સ્થાયી અલ્પ શક્તિવાળા મનુષ્યો ચિતવેછે કંઈ, ને થઇ પડે છે કંઇ, તેથી જ્ઞાની દષ્ટ ભાવને ભજવું, પણ આર્ત્તધ્યાન કરવું નહિ.

૬૨ હે જીવ ? ઉંચ નીચ સ્થિતિથી હર્ષ–શોક કર નહિ ગાડીના

પૈડા તરફ દૃષ્ટિ લગાડ જે ભાગ હાલ ઉંચો થયેલ છે, તે નીચો છે, તે પાછો ઉંચો થશે; માટે મધ્યસ્થતા રાખી આત્મ હિત કર.

૬૩ ઇંદ્રિયોને વિષયમાં જોડાતાં નિવારવી, તેના કરતાં મનને નિવારવું, કારણકે મન નિવાર્યા વિના ઇંદ્રિયો નિવૃત્ત થઈ શકે નહિ.

૬૪ ઇંદ્રિયોનો નિરોધ મનને શામ્ય થવાનો હેતુ છે ખરો, પણ તે હેતુ મનવશ થયાવિના વેળુના સ્થંભ જેવો છે.

૬૫ જગતને વશ કરવા મન વશ કરો.

૬૬ જે કષાયાદિ પરિણામથી અનંત સંસારનો બંધ થાય તે કષાય પરિણામને જિનપ્રવચનમાં અનંતાનુ બંધી કષાય કહ્યો છે.

૬૭ કોઇનો પણ સમાગમ ન કરવો, ન ચાલતાં કરવો પડે, તો સત્ પુરૂષનો કરવો.

૬૮ ધર્મને શોક વધારીએ તેમ વધે, ને ઘટાડીએ તેમ ઘટે.

૬૯ પઠન કરવા કરતાં, મનન કરવા ભણી વધારે લક્ષ રાખો.

૭૦ શ્રવણ, મનન, ને નિદિધ્યાંસન એ ત્રણમાં શ્રવણ પવનની લહેર સમાન છે. મનનથી તેની છાપ બેસેછે, ને નિદિધ્યાસનથી તત્વને ગ્રહણ કરી શકાય છે.

૭૧ સમજીને અલ્પભાષી થનારને પાછળથી પશ્ચાત્તાપનો થોડેજ પ્રસંગ સંભવે છે.

૭૨ હે જીવ? જ્યાં સુધી આ શરીરમાં મહારોગો ઉત્પન્ન થયા નથી, જરા રૂપી રાક્ષસી આવી નથી, ઇંદ્રિયો શિથિલ થઇ નથી. ત્યાં સુધી આ દેહ રૂપી ગેહ ( ઘર ) માંથીજ સાર વસ્તુ ખેંચી લેવાય તે ખેંચી લે. કારણકે કાળરૂપી અગ્નિ લાગ્યા પછી હાંસી પાત્ર થઇશ

૭૩ આ જીવે અનેક જીવોને મરણ પામતા જોયા, પણ તેને ત્રિકાળ કાળનો ભય આવતોજ નથી એ આશ્ચર્ય કારક વાત છે.

૭૪ જેમ મૃત શરીરને શણગારવું, ને અરણ્યમાં રૂદન કરવું નિષ્ફળ છે, તેમ વિતરાગની આજ્ઞા રહિત અનુષ્ઠાન નિષ્ફળ છે.

૭૫ ભોગના વખતમાં યોગ સાંભરે એ હળવા કર્મી જીવનું લક્ષણ છે

૭૬ અંતર ગ્રંથી જેની ભેદાણી છે. તે સુગતમાં પરમાત્મા છે.

૭૭ ગુરૂ પદવી ધારણ કરવા કરતાં શિષ્યવૃત્તિ ધારણ કરવી.

૭૮ સત્ પુરૂષોએ આચાર્યો કિંવા કહ્યો તેજ સત્ ધર્મ.

૭૯ પ્રસસ્ત પુરૂષની ભક્તિ કરવી, તેનું ગુણ ચિંતવન—સ્મરણ કરવું.

૮૦ નિકટ રહેલી પાંચ ઇંદ્રિયોથી પણ જે અગોચર રહી ઇંદ્રિયોદ્વારા સર્વ વસ્તુઓનો સ્વાદ જાણનાર અલક્ષ આત્માને જેણે પરમાત્મ સ્મરણમાં જોડયો; તેને કામ ક્રોધ, ક્ષુધા, તૃષાદિ શું કરી શકે?

૮૧ ધર્મપિતા—ક્ષમામાતા—કરૂણા સ્ત્રી, સદ્ગુણો સંતાન અને સંતોષઆદી બંધુઓ, આ બધો ત્યાગ દશા ભજનારા મહાત્માનો કુટુંબ પરિવાર છે.

૮૨ જેની પ્રસંસા કરતાં, મોહું વિકસ્વર ન થયું, ને નિંદા કરતાં ખેદ ન થયો એજ મહાત્મા.

૮૩ અન્યાયથી સિદ્ધાંત સિદ્ધ કરવા ( સત્ય કરવા ) ચતુરાઇ વાપરવી એ અધોગતિનું કારણ છે.

૮૪ ન્યાયી વાત ગ્રહવામાં દંભ રાખવો નહિ.

૮૫ પરમાર્થ જાણવો હોય તો સર્વજ્ઞ પ્રણિત શાસ્ત્રના અભ્યાસ કરવો.

૮૬ પર્વતો ચલાયમાન થાય. પણ સર્વસનું વચન ચલાયમાન (સ્ખલિત) ન થાય. એજ સર્વજ્ઞપણાનું મહાત્મ્ય.

૮૭ સતજ્ઞાન થયાવિના, હું સમજ્યો છું. એમ કહેવું એ આત્માને વંચવા બરોબર છે.

૮૮ રાત્રે નિંદ્રા લેતાં પહેલાં નિવૃતિથી આખા દિવસના કૃત્યનો વિચાર કરી અસત્ કૃત્યને માટે પશ્ચાત્તાપ કરી ફરીથી તેમ કરતાં અટકજે.

૮૯ આ જીવિકા જેટલું પ્રાપ્ત થતુ હોય, પરંતુ નિરૂપાધિમય હોય તો ઉપાધિમય રાજ સુખને પણ ઇચ્છવું નહિં.

૯૦ જેમ ઘંટીને ગાળે પડેલા દાણાનો લોટ થાય છે. તેમ કાળ કોઇને મૂકતો નથી.

૯૧ ધાન્યાદિક પવોરથી થતી અસંખ્ય હાની વિચારી ન્યાય સંપન્ન વેપાર કરવો.

૯૨ કોઇ પણ કાર્યનો આરંભ કરતા પહેલાં તેના પરિણામનો વિચાર કરવો.

૯૩ આ અસાર સંસારમાં કાંઇ પણ સુખ નથી, એમ જીવ જાણે છે, દેખે છે, અને અનુભવે છે તો પણ ધર્મને આરાધતો નથી.

૯૪ જે પેહેલે પહોર દીઠા, તે બીજે પહોરે દેખાતા નથી. એવો આ સંસારનો વિચિત્ર સ્વભાવ છે.

૯૫ લક્ષ્મી વીજળી જેવી ચંચળ, અધિકાર પતંગના

રંગ જેવો, આયુષ્ય પાણીના મોજાં જેવું અને ઇંદ્રિય સુખ ઇંદ્ર ધનુષ્ય જેવાં અનિત્ય જાણવાં.

૯૬ દ્રવ્ય રોગ મટાડનાર જેમ વૈદ છે, તેમ ભવરોગ (ભાવ-રોગ) મટાડનાર સદ્‌ગુરૂ છે.

૯૭ જેમ રોગનું વિદાન જાણી આપેલ ઔષધથી રોગ મટે, છે, તેમ સદ્‌ગુરૂની આપેલ આજ્ઞાએ ચાલતા ભવરોગ મટે છે.

૯૮ ભવ ભ્રમણનું દુઃખ હવે અંતરમાં રૂચતુ ન હોય, ભવ ભીતિ થઇ હોય, ને તેનાથી બીતા હો, વૈરાગ્યતા થઇ હોય, મુમુક્ષુતા પ્રગટી હોય, તો વિતરાગનાં વચનામૃતનું પાન કરો.

૯૯ હજી ભવ સ્થિતિ પાકી નથી, એમ કહેવું એ પોતાના આત્માને વંચવા બરાબર છે.

૧૦૦ પર પરાક્રમથી આત્મ કલ્યાણ (મોક્ષ) થાય નહિ, પણ સ્વપરાક્રમ (આત્મ વીર્યથીજ) થશે, એમ નિશ્ચય સમજી સ્વપરાક્રમ કરો. (આત્મ વીર્ય ફોરવો.)

૧૦૧ તમને કષ્ટ પડે ત્યારે ચિંતા ન કરતાં ધૈર્ય રાખજો, કેમકે ચિંતા કાંઈ કષ્ટ દૂર કરવાનું ઔષધ નથી. ચિંતાથી તમારી ચતુરાઇ ઘટશે અને ચતુરાઇને અભાવે તપ જપ નિયમ કોને આધારે રહેશે ? સમ, દમ, ને સમાધિ કોને અવલંબશે ? માટે તે વખતે ધૈર્યતા રાખી ધર્મ કરવો શ્રેષ્ટ છે.

૧૦૨ (જો તમારા પુન્યનો ઉદય નથી થયો તો) તમારૂં અ-નહદ પરાક્રમ, મંત્ર, યંત્ર, કે તત્વ, ચિતામણીરત્ન, કામધેનુ કે ક-લ્પવૃક્ષ, કદાપિ તમને ફળના દેનાર થશે નહિં, આ ખાતરી પુર્વક જાણજો.

૧૦૩ જેને દેખીને તમારો સ્નેહ ઓછો થઇ જાય અને ક્રોધ વૃદ્ધિ પામે તેને તમે જાણી લેજો કે આ મારા પુર્વ જન્મનો વિરોધિ છે.

૧૦૪ જો તમારે આખી દુનિયા વશ કરવી હોય તો પરના અવગુણમાં ન પેસતાં વિનય ગુણ ગ્રહણ કરો. મીષ્ટ અને સ્વ પરહિતકારી વચન બોલો તથા ઉદારતા ગુણની વૃદ્ધિ કરો.

૧૦૫ હે જીવ! જ્યાં સુધી તારા શરીરમાં મોટા રાજ રોગો ઉત્પન્મ થયા નથી, જરા અવસ્થા નિકટ આવી નથી ને ઇંદ્રિઓ શિથિલ થઇ નથી ત્યાં સુધીમાં આ દેહરૂપી ગેહથી જે સુકૃત (સાર વસ્તુ) ખેંચી લેવાય તેં ખેચી લે. પછી કાળરૂપી અગ્નિ લાગ્યા બાદ તારો ઉધમ હાંસીને પાત્ર થશે.

૧૦૬ તમને સુંદર સ્ત્રીના પ્રેમવાળા નેત્રની સાથે દ્રષ્ટિ મેળવી પોતાના મનને તૃપ્તિ આપવાની ઇચ્છા ઉત્પન્ન થતી હોય તો તે ઇચ્છાને ઉત્પન્ન થતાંજ પહેલી માંડી વાળજો; કેમકે સ્ત્રીના પ્રેમવાળા નેત્ર સાથે તમારા પ્રેમ યુક્ત નેત્ર મળવાથી તમને અને તેણીને તૃપ્તિ થવાની નથી બદલે અતૃપ્તિતો જરૂર થાશેજ. આ હેતુથીજ જ્ઞાની પુરૂષોએ મોહની કંર્મના બહુ વિચિત્રતા કહી છે. કારણ કે તેની ઉતકૃષ્ટી સ્થિતિ ૭૦ ક્રોડા કોડી સાગરોપમની છે. માટે એ કરમ તો જેમ ન બંધાય તેમ કરવું.

૧૦૭ જે પુરૂષ જે સ્ત્રીના અને જે સ્ત્રી જે પુરૂષના અંતઃકરણમાં વિના પ્રયત્ને રૂચીથી અથવા સ્નેહ ભાવથી પેસી જાય છે, તેને ખેંચી કાઢવાને ઇંદ્ર પણ સમર્થ નથી, ધન્ય છે! એક વિત્તરાગના નિસગી વચનને કે જેના શ્રવણ માત્રથીજ ઉક્ત અવસ્થામાં પડેલા પણ તેઓ પોતાની મેળેજ ખેંચાઈ બહાર નીકળી આવે છે.

૧૦૮ જેમ સોનાની પરીક્ષા ચાર પ્રકારથી (૧ કસોટી ૨ છેદન

૩ તાડન ૪ તાપન) થાય છે તેમ મનુષ્યની પરીક્ષા પણ ચાર પ્રકારથી થાય છે. ૧ તેનાં વચન સાંભળવાથી, ૨ તેના સ્વભાવનો અનુભવ મળવાથી. ૩.તેના તપ તેજથી ૪તેના દયા અને ગાંભીર્યાદિ ગુણોથી જાણી જવાય છે કે આ ઉત્તમ છે યા અનુત્તમછે.

૧૦૯ આ દુસમ કાળ સ્થાયિ અલ્પ શક્તિવાળા મનુષ્યોચિંતવે છે. કાંઈ અને થઈ પડે છે કાંઈ તેથી જ્ઞાની દ્રષ્ટ ભાવને (જ્ઞાનીએ દીઠું હશે તેમ) અનુસરવું એજ બેહતર છે.

૧૧૦ જે ઝાડની નીચે શીતળ છાયા લેવાના ઇરાદાથી આવી બેઠા, તેમાંથીજ કાળા સર્પના ડંખવડે ડંસાયા આ વાતનો દોષ કોને દેવો?

૧૧૧ હે જીવ ! વિક્રાળ કાળથી પણ તને ભય આવતો નથી? શું ભુવનપતિ, વાણ, વંતર, સૂર્ય, ચંદ્રાદિ, વિમાન વાશી, જ્યોતિષ સુધર્માદિ દેવલોક, ચક્રવર્ત્તિ, વાસુદેવ, બળદેવ અને માહા શુરવીર સુભટ જનો કાળની હાજરીમાં દાખલ થયા નથી ? ત્યારે તું શા માટે મગરૂપી છે ?

૧૧૨. મનુષ્ય સૂઇ જાય છે પણ તેમનો પુન્યરૂપી દીવો સૂઇ જતો નથી.

૧૧૩. આપણે હસતા હસતા કહીએ છીએ કે તારા હાથ ભાંગી ગયા છે ? શું તું આંધળો થયો છે ? આવાં આવાં કઠોર વચન કહી જે કઠણ કર્મ બાંધીએ છીએ, તે પર ભવમાં ઉદય આવે રૂદન કરતાં પણ છુટવાં મુસ્કેલ થઇ પડશે; માટે વચન બોલો તે ઘણાંજ વિચારથી બોલો.

૧૧૪. ૧ જનનિ, ૨ જન્મભૂમિ, ૩ પ્રાત:કાળની મીઠી નિંદ્રા, ૪ કોમળ વચનથી બંધાયેલી મિત્રતા, ૫ પ્રિયજન, આ પાંચને બહુ મુસ્કેલાઇથી છોડી શકાય છે.

૧૧૫. આપણે આ સંસારરૂપી નાટકમાં નટની પેઠે અનેક પ્રકારના વેષ લાવી થાકયા, હવેતો એવો વેષ લાવો કે જેથી મુક્તિ રૂપી સ્ત્રીના વલ્લભ થઇએ.

૧૧૬ ચહાયતો તમે મોટા પર્વતના શિખરપર આરૂઢ થઈ જાઓ, સમુદ્રને પેલે પાર ચાલ્યા જાઓ અથવા તો પાતાળમાં ચાલ્યા જાઓ તોપણ તમને તમારૂં શુભાશુભ કર્મ કેમ છોડશે ?

૧૧૭ ભોજનઅર્થી પુરૂષો જેમ મક્ષિકા વિનાનું સ્થાન પ્રસન્ન કરે છે તેમ સમાધિના અર્થી પુરૂષો સ્ત્રીવિનાનું સ્થાન પ્રસન્ન કરે છે.

૧૧૮ દોરંગી અને દિવાની દુનિયાનો વિશ્વાસ શો ! ઘડીમાં આમ બોલે ને ઘડીમાં કેમ બોલે. માટે આપણું ઉભય લોકહિતકારી ચાલતું કામ બંધ રાખો નહિ.

૧૧૯ જો કાણા ઘડામાં પાણી અને ચાળણીમાં સુક્ષ્મ આટો ઘણીવાર ટકે તોજ સ્ત્રીના હૃદયમાં, રહસ્યની વાત ઘણીવાર ટકે, માટે પુરૂષોએ સ્નેહમાં આવીને પણ સ્ત્રીને રહસ્ય કહેવું નહિં,

૧૨૦ અઢાર દોષ રહિત મારાં દેવ, સુસાધુ મારા ગુરૂ; અને જીન પ્રણીત તત્વ મારે પ્રમાણ, આવો જે અંતઃકરણમાં શુભભાવ ઉત્પન્ન થવો તેનુંજ નામ સમ્યકત છે.

૧૨૧ ચક્રવૃત્તિપણું, ઇંદ્રિપણું તેમજ અન્યહુકમ હોદા વિગેરેનું ઠકુરાઇપણું પામવું સુલભ છે, પણ એક અમુલ્ય સમ્યકત્વ રત્ન પામવું જીવને બહુ દુર્લભ છે.

૧૨૨ સમ્યકત પામ્યા પછી જીવને અર્ધપુદ્દગળ પરાવર્ત્ત સંસાર ભ્રમણ કરવો ઉતકૃષ્ટો રહે છે. સમ્યક્ત અવસ્થામાં કરેલી સત્ ક્રિયા જીવને મુક્તિ દેનાર થાય છે.

૧૨૩ અતિચાર દુષણયુક્ત અનુષ્ટાન કરતાં કરતાં પણ કોઇ

દિવસ નિરવિચાર અનુષ્ટાન પણ બની આવશે.

૧૨૪ સામાયિકમાં બેસી જે પુરૂષ સ્વજન અને પરજનમાં નિંદા અને પ્રસંસામાં સંભાવ રેહેશે તેનુંજ સામાયિક મોક્ષનું હેતુ થશે.

૧૨૫ તમારૂં મન કદાપિ સામાયિકમાં ન ઠરતું હોય તો તમારા મગજને કંટાળો ન આપે અને મનને લોભાવે એવું રસિક શાસ્ત્ર વાંચવું શરૂ કરો.

૧૨૬ એક પુરૂષ પ્રતિદિન લાખ ખાંડી સુવર્ણનું દાન કરે છે અને એક પુરૂષ શુદ્ધ ભાવથી યથા વિધિ સામાયિક કરે છે આ બેમાંનું વધારે પુન્યાનુંબંધી પુન્યની પ્રાપ્તિ સામાયિક કરનાર છે.

૧૨૭ જેમ રાજાની આજ્ઞાનો ભંગ કરવાથી આ લોકમાં મનુષ્યને ધન વગેરેનો દંડ થાય છે તેમ સર્વજ્ઞ ભગવાનની આજ્ઞાનો ભંગ કરવાથી જીવને પરલોકમા અનંત સંસાર ભ્રમણ રૂપ દંડ થાય છે.

૧૨૮ પર્વતો ચલાયમાન થાય પણ સર્વજ્ઞનું વચન ચલાયમાન ન થાય.

૧૨૯ ઉપકારને વિસ્મરણ કરી અપકારને સ્મરણ કરવાની સક્તિ દુર્જનનાજ અંતઃકરણે જીતી છે.

૧૩૦ જેઓ સમુદ્રની મેખલા પર્યંત ભૂમીનું નિષ્કંટક રાજ કરનારા હતા, તેઓને પણ એકવાર એવો વખત આવી ગયો કે ભોજનને માટે વીંટી અને બાજુબંધો વેચવાં પડયાં ! ત્યારે આપણે આ તુચ્છ વિપદાથી શું ગભરાવું ?

૧૩૧ ગૃહિત વૃત્તા (સાધ્વી) કુમારી, પરિવ્રાજીકા, શરણે

આવેલી, લોભણી, ગર્વીષ્ટા, ચપળ પ્રકૃતિવાળી, રજસ્વળા વાળી, વિધવા, ભરથારે ત્યાગેલી, દૂતિ, ચિતારી, માલણ, આ ચૌદ પ્રકારની સ્ત્રીઓ સાથે પ્રીતિયુક્ત સંબંધ જોડવો નહિં જોડશો તો પરિણામે વ્યથા પામશો.

૧૩૨ જે સ્ત્રી પુરૂષ દિવસે રતિક્રિયા સેવેછે. તેઓને પંડિત પુત્ર ઉત્પન્ન થતો નથી. પણ બળહિન, નપુંસક પ્રાયે ઉત્પન્ન થાય.

૧૩૩ શયન કરતી વખતે ઇંદ્રિઓ પોતે પોતાના વિષયોથી નિવર્તન થઇ જાયછે, અને મન વિષયથી નિવર્તન ન થાય તો નિંદ્રામાં સ્વપ્નાં આવે, જો ઇંદ્રીઓ અને મન બંને નિવર્તન થઇ ગયાં હોય તો સ્વપ્નાં આવે નહિ.

૧૩૪ કવિત્વશક્તિ વાંચ્છતા હોતો સાહિત્ય (કાવ્યગ્રંથો) ભણો; તિક્ષણ બુદ્ધિ કરવી હોય તો તર્કશાસ્ત્ર જુઓ. બુદ્ધિની વૃદ્ધિ ચાહતા હોતો, નીતિગ્રંથો વાંચો, અને પરમારણ જાણવા ઇચ્છતા હોતો સર્વજ્ઞ પ્રણીત ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરો.

૧૩૫ રસ્તે ચાલતાં એક તામ્બુલ સિવાય બીજું કાંઇ ન ખાવું એ ઉત્તમતાનું લક્ષણ છે.

૧૩૬ તેલમાં, પાણીમાં, હથિયારમાં, પેશાબમાં, અને રૂધીરમાં મનુષ્યે પોતાનું મુખ અવલોકન કરવું નહિ. કરવાથી વિઘ્ન છે.

૧૩૭ જે પોતાને વિદ્વાન સમજે છે તેની વિદ્યા વૃદ્ધિ પામતી નથી, માટે ઉચિત છે કે માન મૂકી જ્યાંથી વિદ્યા સંપાદન થાય ત્યાંથી કરવી.

૧૩૮ ગાય (ધેનુ) ઉપર, મહિષ ઉપર, અને ખરઉપર અણુ-ચાલતાં પણ આરૂઢ થવું નહિ, કારણ કે એ અનિષ્ટ સૂચક છે,

૧૩૯ પોતાનું અંગ ન લજાવવું, ખાલી બેઠાં તણખલાં ન તોડવાં, ફોકટ ભૂમી વીલેખન ન કરવું ને દાંતોથી નખ ન ઉતારવાં કારણ કે આ કુલક્ષણો દરિદ્રતાનાં ચિન્હ છે.

૧૪૦ સંકલ્પ વિકલ્પોથી અસ્થિર થયેલું મન સ્થિર કર્યું નથી ત્યાં સુધી મંત્ર સ્મરણ કરી દેવ વશ કરવા ઇચ્છવું એ વૃથા છે.

૧૪૧ અંતરંગ વૃત્તિથી વિષય વાંચ્છકને મુનીપણું તાદશ ફળદાયક નથી, ઉલટું વિટંબના રૂપ છે.

૧૪૨ નિકટ રહેલી પાંચ ઇંદ્રિઓથી પણ જે અગોચર રહી ઇંદ્રિઓ દ્વારા સર્વ વસ્તુઓનો સ્વાદ લહી રહયો તેવા અલક્ષ આત્માને જે પરમાત્મા સ્મરણમાં જોડયો અને ઉતમ ધ્યાનલયમાં જેણે પ્રવેશ કર્યો તેને કામ, ક્રોધ, ભય, મોહ, નિદ્રા, વિકથા અને ક્ષુધા તૃષાઆદિ દોષ કેમ વ્યથા દઈ શકે.

૧૪૩ ઇંદ્રિઓનો નિરોધ મનને શામ્ય થવાનો હેતુ છે ખરો, પણ મન શામ્ય થયા વિના તે હેતુ વેળુના સ્થંબ જેવો છે.

૧૪૪. કોઇના ભેગા બેસી દ્રવી પદાર્થ અન્ન પાણી ન ખાવું; એક બીજાનું ઉચ્છિષ્ઠ કરેલું જુઠું અન્ન ભક્ષણ કરવાથી બુદ્ધિમંદ થાય છે.

૧૪૫. ભોજન કર્યા પહેલાં પાણી પીવું એ વિષ સમાન છે; મધ્યમાં અમૃત તુલ્ય છે; અને અંતમાં શિલા (પથ્થર સમાન છે)

૧૪૬. ભોજન કર્યા પછી બે ઘડી ડાબે પડખે નિંદ્રા રહિત શયન કરવાથી અથવા સો ( ૧૦૦ ) કદમ ગમન કરવાથી શરીર તંદુરસ્ત રહે છે;

૧૪૭. ભોજન કરીને તરત પગ ચંપન યા અંગમર્દન કરાવવું

એ નુકશાનકારક છે. અને સ્નાન, ભારવહન, અને નિહાર, એ પણ હાની કર્ત્તા છે.

૧૪૮. રાત્રિયે શયન કરતી વખતે મુખમાંથી તાંમ્બુલ, લલાટથી તિલક, કંઠથી પુષ્પમાળ ને શય્યાથી સ્ત્રીને દુર કરી સુવું કારણકે મુખમાં તંબોળ રાખવાથી પ્રજ્ઞાક્ષતિ. લલાટે તિલક રાખવાથી અવજ્ઞાદિ દોષ, પુષ્પમાળથી જીવોત્પતિ ને સ્ત્રિને સાથે રાખીને સુવાથી પોતાના બળની હાની થાય છે.

૧૪૯. પરનિંદા કરે નહિ, અને સ્વનિંદા સાંભળી સભ્યતા લાવે તે મનુષ્યને ધન્યવાદ છે.

૧૫૦. ધર્મ અને શોક જેમ વધારીએ તેમ વધે ને ઘટાડીએ તેમ ઘટે.

૧૫૧. મૈથુન, વારિપાન, નિંદ્રા અને તડકામાં બેસવું આ ચાર વસ્તુ ક્ષુધાતુરને માટે વિષ સમાન છે.

૧૫૨. નગ્નપણે સ્નાન, શયન, અને ભોજન કરવું નહિ કરવાથી કલેશ. હાનિ થાય.

૧૫૩. ઠંડા પાણીથી સ્નાન કરી તરતજ ઉષ્ણ ભોજન જમવાથી અને ગરમ પાણીથી સ્નાન કરી તરતજ શીત ભોજન જમવાથી તેજ કાન્તિ ઘટે અને રોગ ઉત્પતિ થાય.

૧૫૪. અંધકારમાં, તડકામાં, વૃક્ષના થડમાં, અને આકાશમાં (અવગાહે) બેસી ભોજન કરવું એ વિઘ્નકારક છે.

૧૫૫ રજસ્વળાવાળી સ્ત્રીએ પીરસેલું અથવા સ્પર્શ કરેલું ભોજન બુદ્ધિમાનોએ ત્યાગ કરવું.

૧૫૬ સામુદ્રિક શાસ્ત્રનું ઉત્તમ વચન એ છે કે શરીરના સર્વે અંગોમાં ગમે તેટલાં શુભ ચિન્હો પડયા હોય. અને જો લલાટમાં કુચિન્હ પડયું હોય તો તે શુભચિન્હો વ્યર્થ સમજવાં. પણ જો લલાટમાં શુભ ચિન્હ હોયતો અંગના અન્ય અશુભ ચિન્હો પણ શુભ થાય

વસ્તૂત્તઃ લલાટનું ચિન્હ બળવત્તર છે.

૧૫૭ પરદેશ જવું હોય ત્યારે ઘરથી પર્યાણ કરતી વખત દૂધવા ખીરનું ભોજન જમીને ન ચાલવું. સ્ત્રી સંભોગ ન કરવો, મારકુટ કરી રૂદન કરાવી ન જાવું, કિંતુ જે માગે તે યથાશક્તિ આપીને ખુશી કરી જાવું.

૧૫૮ ચાલતી વખત વમન થાય તો અટકવું. સ્નાન કરી તરત ન ચાલવુ ને ક્ષૌરન કરાવવું, સારે શુકને, શુભ સમયે દેશાંતર ગમન કરવું.

૧૫૯ કાર્ય સિદ્ધિને માટે ગમન કરતી વખતે પોતાના સ્થાનથી નીકળવું ત્યારે પોતાની નાસિકાનો જો સૂર્યસ્વર વહન થતો હોય તો જમણો પગ આગળ ધરી ચાલવું, અને ચંદ્રસ્વર ચાલતો હોય તો ડાબો પગ આગળ ધરી ચાલવું. અને સુષમના સ્વરમાં કાર્ય પ્રસંગે જતા અટકવું.

# સમાપ્ત.